# અનહદ બાની



□ સુભાષ ભટ્ટ

**ક્યા**રેક ચીન-જાપાનના ઝેન સાધુઓ-સાધકો આપણને અધાર્મિક લાગે છે. કારણ કે તેઓ પરમ તત્ત્વને ક્ષિતિજની પાર, ભૂમિથી નીચે કે અફાટ આકાશમાં નથી શોધતા પણ અહીં-આજે-અત્યારે સામે છે તે દૃશ્યમાં જુએ છે. તેમની દૈનિકતા અને રોજિંદાપણું જ તેમની સાધના હોય છે. પ્રિય કબીરદાસ કહે છે,

ઊઠું-બૈઠું સો પરિકમ્મા
ખાઉં-પીઉં સો સેવા.

આ બધા ધૂળના ઢેફામાં પૃથ્વી આખી અને એક ખીલેલા ફૂલમાં બ્રહ્માંડને પામી લે છે. અપૂર્વ, અનન્ય, ચમત્કારી, અલૌકિક બધું જ આપણી સામે તો છે - તથાતા!

એક વખત બધા ભિખ્ખુઓ વચ્ચે યુન-મેન (ઈ.સ. ૮૬૨-૯૪૯) ઊભા હતા ત્યારે એક ભિખ્ખુ જંગલમાંથી લાકડાંની ભારી લઈને આવ્યો. યુન-મેને ભારીની દોરી છોડી નાખી અને તેને ઉછાળીને ભારી વિખેરી નાખી. પછી બોલ્યા, 'સમગ્ર ત્રિપિટક ગ્રંથ આની સમજૂતી તો છે.' આમ પવિત્ર અને દુન્યવીનો ભેદ તેઓ આ કૃત્ય દ્વારા તોડી નાખે છે. આ જીવનમાં બધું જ દિવ્ય છે. સવારે આંગણું વાળો કે સાંજે પૂરીઆ ધનાશ્રી સાંભળો. માત્ર શ્રાવણ માસ જ પવિત્ર હોય તો બાકીના અગીઆર મહિના બોજ બની જાય છે, પ્રાતઃધ્યાન જ મૂલ્યવાન હોય તો દિવસનાં અન્ય કાર્યો વેઠ બની જાય છે. બધા વસે છે તે ખીણમાં અંતિમ તત્ત્વ નથી વસતું પણ તે તો માત્ર શિખર પર ઉજાસે છે - વસે છે તે પરમની ખંડિત પ્રાપ્તિ છે, જ્યાં અને જ્યારે પણ સમગ્ર ચેતનાથી જીવવામાં આવે ત્યાં અને ત્યારે બધું પરમ તો હોય છે.

એક વખત ચોકેઈને હોફૂકુ પૂછે છે, 'તથાગતની ભાષા કઈ છે?' તો પેલો જવાબ આપે છે, 'આવ ચા પીએ.' બસ! આ શાસ્ત્ર-ધર્મની નહીં જીવનની ભાષા છે. પાઓ-ત્ઝુ ગાય છેઃ

ચા પીવી, ભાત ખાવા, પળ આવે તેમ જીવવીઃ
નીચે ઝરણું નીરખવું, ઉપર શિખર નિહાળવું...!

□□□

૧૨૨



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**


**વર્ષ : ૪૨ અંકઃ ૬, ઓક્ટોબર ૨૦૨૧**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

**સંપાદકઃ**

**દીપક દોશી**

**પૃષ્ઠસજ્જા :**

**યોગેશ પટેલ**

**પ્રકાશક :**

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,
કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan9@gmail.com
website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

**આવરણ :** રેખા છાયા

---

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.



# મુનશીવાણી

**જૂન ૧, ૧૯૬૩ - અધ્યાત્મમાર્ગ**

**મારા નવયુવાન મિત્ર,**

આપણા જીવનમાર્ગમાં પ્રેમને સ્થાન છે, એકમાં અનેક અને અનેકમાં એક જોતાં શીખી આપણે અહંકારને ગાળી નાખવામાં માનીએ છીએ. સામ્યવાદ તો કૃત્રિમ સામૂહિક અહમ્‌માં માને છે – એ વર્ગદ્વેષથી સંચાલિત અને ભય તથા માનવીની સંપત્તિ-લાલસાનો લાભ લઈ વિશ્વવિજય કરવા ઉત્સુક સરમુખત્યારશાહીનું સમર્થન કરે છે.

આપણે સૌંદર્યનું સમર્થન કરીએ છીએઃ દેહ અને મનના સંયમથી આવતા સૌંદર્યનું. સામ્યવાદ નફ્ફટ ભૌતિકવાદમાં માને છે, એ આત્માને ભૌતિક સપાટીથી ઊંચે આવવા જ દેતો નથી.

આપણા જીવનમાર્ગની આધારશિલા એ શ્રદ્ધામાં રહી છે કે ભગવાન છે, અને એ જ જગન્નિયંતા છે. સામ્યવાદ આ શ્રદ્ધાને ઉન્મૂલ કરવા ઝંખે છે.

રશિયામાં છેલ્લાં ૪૦ વર્ષ દરમિયાન ધર્મને ઉન્મૂલ કરવાના પ્રયત્નો ચાલે છે. આજે પણ જો ધર્મનું અસ્તિત્વ ત્યાં રહ્યું હોય તો એનું કારણ એ છે કે ધર્મનાં મૂળ તો માનવપ્રકૃતિમાં જ પડેલાં છે.

ચીનમાં પરિસ્થિતિ વધુ ખરાબ છે. હમણાં જ ચીન જઈ આવેલા એક સજ્જને જણાવ્યું હતું કે વિદેશી રાજપુરુષોનાં બાળકો માટે ચલાવાતી કોન્વેન્ટ સ્કૂલ ત્યાંના નાસ્તિકતાના મહાસાગરમાં નાનકડા દ્વીપ સમાન છે. અને આ મહાસાગર ભગવાને સર્જેલો નથી, એ તો ભગવાનમાં ન માનતા રાજ્યતંત્રે ઊભો કરેલ કૃત્રિમ સાગર છે.

આપણી લોકશાહી પ્રણાલિકાઓનું ઉગમસ્થાન થોડું પશ્ચિમના પ્રભાવમાં રહેલું છે તો થોડું અધ્યાત્મમાર્ગ અંગેની આપણી પરંપરાગત દૃષ્ટિમાં પણ રહેલું છે. એથી જ આપણા બંધારણમાં જે મૂળભૂત સ્વતંત્રતાઓ આપવામાં આવી છે તેમાં ધર્મ અને પૂજાની સ્વતંત્રતાને પણ સ્થાન છે. વ્યક્તિની પ્રતિષ્ઠા જળવાય તેની બાંયધરી પણ આપણા બંધારણના પ્રાક્કથનમાં અપાઈ છે.

એટલે આપણને પ્રિય એવા જીવનમાર્ગની રક્ષા કરવાનો જો આપણે પ્રયત્ન ન કરીએ તો આપણી લોકશાહીનું એક નવા પૈસા જેટલું મૂલ્ય પણ નહીં રહે.

**[ક્રમશઃ]**

# ચરખપૂજા

## ☐ હેમન્ત દવે


કૃષ્ણનયન

'**ચ**રખપૂજા' શબ્દ *સાર્થ ગુજરાતી જોડણીકોશ*માં નથી નોંધાયો પણ કે. કા. શાસ્ત્રીએ *ભગવદ્ગોમંડળ*ને આધારે રચેલા એમના *બૃહદ્ ગુજરાતી કોશ*માં 'એક પ્રકારની શિવજીની પૂજા' એવા અર્થ અને (અસ્પષ્ટ+સં) એવી વ્યુત્પત્તિ સાથે નોંધ્યો છે. અહીં 'પૂજા' શબ્દ તો બરાબર છે પણ 'ચરખ'નો અર્થ અગમ્ય રહેવાથી શાસ્ત્રીજીએ એનો એ પ્રકારે નિર્દેશ મૂક્યો છે. એમ જણાય છે કે આ 'ચરખ' 'ચખ' શબ્દનું વધારે સુધારેલું, વધારે ચોખ્ખું રૂપ છે. ગુજરાતીમાં આ પ્રકારે 'રે'નો આગમ જાણીતો છે. અગાઉ નરસિંહરાવ, હરિવલ્લભ ભાયાણી, ઇત્યાદિ વિદ્વાનોએ એની ચર્ચા કરી છે. જેમ કે, કોટિ > કરોડ, શાપ > શ્રાપ, તુષાર > તૃષાર, વગેરે. ગુજરાતીમાં આવેલા અંગ્રેજી શબ્દોમાં પણ આ 'ર'કારનો પગપેસારો છે, યથાઃ ગાઈડ > ગ્રાઈડ (માર્ગદર્શિકા પુસ્તકના અર્થમાં), ગાઉન > ગ્રાઉન. આણંદમાં એક લારી ઉપર 'ફેમસ આમલેટ'ને સ્થાને 'ફ્રેમસ' લખેલું જોયેલું એ યાદ આવે છે. જો એમ હોય તો આ મૂળે તો 'ચખપૂજા' એટલે કે સંસ્કૃત 'ચક્ષુપૂજા' શબ્દ હોય, અને એ રીતે એનો સંબંધ વિષ્ણુએ શિવપૂજાર્થે પોતાનું નેત્ર અર્પેલું એ અતિ જાણીતી કથા સાથે છે. વિષ્ણુએ ભગવાન શિવને સહસ્ર કમળ ચડાવવાનો સંકલ્પ કરેલો અને પૂજા પૂર્ણ થવા આવી ત્યારે એમણે જોયું કે એક કમળ ઓછું પડ્યું. એમનાં પોતાનાં નેત્ર કમળ જેવાં હોવાથી (એથી પુંડરિકાક્ષ એ નામ), કમળપુષ્પને બદલે વિષ્ણુએ પોતાની આંખ કાઢીને શિવાર્પણ કરી. શ્રાવણમાસમાં પઠનાર્હ *શિવમહિમ્નસ્તોત્ર*માં એનો સંદર્ભ આ રીતે છેઃ

हरिस्ते सहस्रं कमल बलिमाधाय पदयोः
यदेकोने तस्मिन् निजमुदहरन्नेत्रकमलम्
गतो भक्त्युद्रेकः परिणतिमसौ चक्रवपुषः
त्रयाणां रक्षायै त्रिपुरहर जागर्ति जगताम् । (१९).

જો એમ હોય તો 'ચક્ષુપૂજા' ઉપરથી આ શબ્દ આવ્યો મનાય. અલબત્ત, એ માટે વચ્ચેના સમયમાં 'ચ્રક્ષ' અને 'ચ્રખ' એવાં અનુમાનિત રૂપોની કલ્પના કરવી પડે.

❑❑❑

## ચક્કર

### □ મનોહર ત્રિવેદી

કદી આ વાહનું ચક્કર, કદી આ આહનું ચક્કર
ઉપરથી લ્યો ઘુમાવે છે મને અલ્લાહનું ચક્કર

ચલાવે સૂર્ય મનમાની કરીને દાહનું ચક્કર
ચરણમાં છે છતાં આ ધૂળ ને આ રાહનું ચક્કર

ભરોસો મેં નદી, ખોયો નથી તારો સ્હેજે
હવે આ વ્હેણ છે, છે વ્હાણ, છે મલ્લાહનું ચક્કર

કહો તો શેખજી, ચાદર ધરું હું આપના ખભ્ભે
પરંતુ રાસ નૈ આવે હવે દરગાહનું ચક્કર

ઉડાડી, ફેરવી, ફેંકી બધીયે ચીજ મનમાંથી
ફકીરી ના ગણે અંદાઝ કે ઇસ્લાહનું ચક્કર

ઇસ્લાહ : સુધારવું, મઠારવું
અર્પણ : કવિ મિત્ર સંજુ વાળા

## ગઝલ

### □ કાજલ કાંજિયા

ગઝલના અવતરણનું સ્થાન લાગ્યું,
જે સમયે જ્યાં તમારું ધ્યાન લાગ્યું.

મેં એને પીધું તો થઈ ગઈ હું અમૃત,
હળાહળ જે તને અપમાન લાગ્યું.

મેં આદત મખમલી ના રાખી એથી,
મને કંતાન ના કંતાન લાગ્યું.

હતી એ મારી ઇચ્છાઓની અરથી,
જે આગળનું તને સોપાન લાગ્યું.

મેં જ્યારે વ્હાલથી એને ઉછેર્યું,
દરદ મારું મને સંતાન લાગ્યું.

## બે રચના

### ☐ આશ્લેષ ત્રિવેદી

ઉજાળી ચાંદનીથી રાતભર મારી અગાસીને,
પૂછું છું ચાંદને શાને વધારી તેં ઉદાસીને.

તમારા મૌનની ટોચે હવે પ્હોંચી શકું નક્કી,
મળી છે શબ્દની પાંખો આ સદ્‌ભાગી પ્રવાસીને.

દિવસ 'ને રાત મ્હેંકે છે જીવનનું આંગણું મારું,
સ્મરણનાં ફૂલ બેઠાં છે વિરહની બારમાસીને.

જીવનભર સાથ દીધો એ તૂટે નૌકા જો મધદરિયે,
તટે હળવી લહેર પર લાવે છે સાગર ખલાસીને.

ઇશારો એક પણ તેં તો અપેક્ષિત ના કર્યો એ દોસ્ત,
ઘણા મેં સાચવી રાખ્યા હતા અર્થો ચકાસીને.

ઉતાવળ એટલી ક્યાં છે કે જલ્દી સ્વસ્થ થૈ જાઉં,
દવા દેજે નિરાંતે, પણ દરદ પૂરું તપાસીને.

**અભિસાર...**

(શિખરિણી- સૉનેટ)

પ્રિયે, આવો મારા કવિત સદને મંગલપદે,
પ્રતીક્ષાના ગાઢા વિમલતમ રંગો કર ધરી
અહીં આશાઓએ મધુજીવનનાં સ્વપ્ન ચીતરી
પૂરી છે રંગોળી મુજ સદન દ્વારે જ વરદે!

અહીં ભક્તિ કેરું અવિરત ઝૂલે તોરણ રૂડું
સજી છે દીવાલો પ્રણયકિરણે 'ને નયનમાં
જલે શ્રદ્ધાદીપો, મુજ હૃદયનું આસન કૂંળું
બિછાવી બેઠો છું તદપિ ઢીલ કાં આગમનમાં?

તમે ના કાં આવો? ઊણપ કંઈ આરાધન વિશે?
તમારી મૂર્તિનું નિશદિન તણું પૂજન અને
થતું શ્વાસે શ્વાસે તમ રટણ શું નિષ્ફળ જશે?
તમોને ઝંખું હું પ્રતિપળ પ્રિયે એજ ભૂલને?

નહીં આવો તોયે સતત અભિસારે રહીશ હું,
તમારાં સ્વપ્નોને યુગયુગ સુધીયે ચહીશ હું.

## બે ગઝલ

### ☐ વિવેક કાણે 'સહજ'

છે, સાંત્વનો'ય છે, સર્વત્ર કાળો કેર નથી
તમારું સ્મિત છે ને! માટે બધે અંધેર નથી

જો ચૂપ રહું છું તો અંદરથી માંહ્યલો ડંખે
જમાનો ક્હે છે કે બોલ્યો તો તારી ખેર નથી

અતિ ને અલ્પની માત્રાનું આ બધું છે ગણિત
નહીં તો ઝેર ને અમૃતમાં ઝાઝો ફેર નથી

વધારે પડતી જે લઈ જાય દાદ કે તાળી
ઘણી'ય વાર મને થાય, સાચો શેર નથી

ઍપૉઇન્ટમૅન્ટ વગર જો નસીબ પણ આવે
તો ક્હેજો, બ્હાર ગયા છે, 'સહજ' તો ઘેર નથી



ખ્યાલોમાં 'સહજ' શાનો લગાતાર છે એ બોલ
મારો જો નથી, કોનો આ સંચાર છે એ બોલ

જો એ કરે તો હું કરું કન્ડિશનલી પ્રેમ
આ મૅન્ટાલિટીમાં શી ભલીવાર છે એ બોલ

તું આપે સજા એ મને મંજૂર પરંતુ
આરોપ કયો, શું એનો આધાર છે એ બોલ

મેનુમાં તો છે આખાયે સંસારની ભરમાર
અત્યારે રસોડામાં શું તૈયાર છે એ બોલ

વેદો ને ઉપનિષદ ને પુરાણો ને બધું છોડ
તારી આ બધી વાતનો શું સાર છે એ બોલ

આ લાઈટ્સ ને કૅમૅરા ને તૈયારી તડામાર
પણ સીન કયો, મારો શું કીર્દાર છે એ બોલ

માન્યું કે તું આકાર 'સહજ' ધરતો નથી પણ
શા માટે તું નિર્ગુણ છે, નિરાકાર છે એ બોલ



# ૮૧માં વર્ષે સિતાંશુ સરને...

☐ વસંત જોષી

આજ એક્યાસીમે યાદ આવો છો એક્તાલીસના
લગભગ એટલીજ વય હશે
તમને પહેલ વહેલા જોયેલા
સી.સી. સભાગૃહમાં પરિષદની વિવેચન બેઠકમાં તમે ઊભા થયા હતા
કાળી દાઢી, ઝગારા મારતું કપાળ, ગૌર વર્ણ અને લાલ કલરનું ટી-શર્ટ
કૈં સમજ નહોતી પડતી સાહિત્ય વિવેચનમાં, પણ તમારી વાણી મને ઊઠવા દેતી નહોતી.
પછી તો વિશ્વામિત્રીની સખી સંગાથે પગથિયાં ચડતાં-ઊતરતાં એ કેમ્પસમાં,
અંગ્રેજીમાં તમારી ગુજરાતી કવિતા સાંભળી ચર્ચા કરવાનું મન થયું
પણ એ ચર્ચા નહિ સંવાદ રચાયો હતો  આપણો પોતીકો, સાવ અંગત,
કરુણાસભર આંખમાંથી વરસતો સ્નેહ, વાણીની મૃદુતા
વાત્સલ્યસભર.
તમારી સાથે કેટલીય વાર વિશ્વામિત્રીની સખી પાર કરી છે.
તમે પીઠની પીડા ભૂલીને એલીયટ, કાફકા, હોમર, દોસ્તોવ્યસ્કી, આયોનેસ્કો અને પેરીસના રંગમંચનું
અફાટ આકાશ
ખોલી આપેલું અને ગરમ ગરમ ચાની ચૂસકીઓ સાથે કાલિદાસ, ભવભૂતિ, ભાસ અને ભરત
કવિતાનું શાસ્ત્ર કેટલી રમણીયતા સાથે, સરળતાથી સમજાવ્યું
તે અમેય પછીથી બરાબર ઓળખી ગયેલા એ હલેસાને જે ઓડીસ્યુસે દરિયાથી દૂર
આ ભૂમિમાં રોપેલું તે.

સર કહે તે રિયાલિટી એ શબ્દને સમજતાં સમજતાં કાવ્યકેડીએ ડગ માંડ્યાં
તમારી અ-છાંદસ કવિતાના આસને બેસીને સાંભળેલા ઇતિહાસબોધ અને અમારી વારસાઈ
કવિતાઓમાંથી નવી નવી રમતો કરતાં કરતાં આદરી અમેય એક લડત.
આસપાસની થીજાવી દે તેવી ટાઢને પડકારતાં રહીને દૂર ગવાતાં ગીત સાંભળતાં સાંભળતાં
અમારી ધજાને ક્યારેય ધોળી થવા નથી દીધી.
તમારું વાત્સલ્ય ને પકા-અંજનીબહેનની મમતા ને વિપાશાની પસલીથી ચમેલી બાગ મઘમઘતો
માણ્યો છે.
તમે જ અમને લીલાછમ-અંધારભર્યા વનના છેડા પાર ઉડ્ડયન કરાવ્યું છે.
મને ગમે છે તમારી ભાષા
મંગલ મહુડી જતી એસટીના  ટેમ અને મગનના ગાજર...
કેવી હેતાળ અને માએ ગાયેલા હાલરડાંનો એ લય અને શબ્દનો ધ્વનિ
સાવ સાચુકલી કેવળ માણસની ભાષા.
કવિતાના તળિયે કાળું હળ હાંકીને આવડ્યું છે એ પાણીને પારખતાં
તમે તો કેવા વિશ્વામિત્રીના પ્રેમમાં પડી ગયા? એનાં વળાંકો અને વહેણ ઝેર પીતાં પીતાંય વહે છે
કેવળ તમારા સહારે.
આજે તો વખાર ખોલું છું તો એ જ હાથ લાગે છે
ગંધાતું સડેલું અને હવડ, ચોપાસ ફેલાઈ ગયું છે ને,
સાયેબ હવે તો કોઈને ફરિયાદ પણ કરી શકાય તેમ નથી ને જાતે જ સમાધાનો કેળવવાં પડે છે.
પણ હજુય આશા છે કે પથ્થરો તળે કેવળ પાણી જ નહિ હીરા પણ હશે
અને સરસ્વતી મયૂર પરથી ઊતરશે જરૂર.
અત્યારે તો હું પણ આજના  પ્રલયગ્રસ્ત પ્રવાહમાં
છાપરે બેઠાં બેઠાં વાણી અને પાણીને જોઈ રહ્યો છું
તમારી એ કાળી દાઢી હવે તો સફેદ થઈ ગઈ છે
જે વેદકાલીન ઋષિ જેવી લાગે છે તો ક્યારેક
અમેરિકાના એરપોર્ટ પર થોડી વાર એક અલગ ઓરડામાં પણ બેસાડી રાખે છે.
પણ સાચ્ચે જ તમારી એ છબી હજુય એવી જ છે એક્તાલીસની.
સર આજે તો શું લખું?
માત્ર આટલું જ
કહેવા કલમ ઉપાડી છે કે
અહીં અમે બર્થ ડે કેક કાપીને ઉજાણી કરીએ છીએ
ને તમે ત્યાં એનો સ્વાદ અનુભવજો.
(કવિ સિતાંશુ યશશ્ચંદ્ર માટે ૮૧માં જન્મ દિવસે)

## ગઝલ

### ☐ ભાવેશ ભટ્ટ

ચૂકવાય ન ઋણ એમનું સન્માન કરીને
ટાળે છે મુલાકાત જે અહેસાન કરીને

દુર્જનની ને સજ્જનની, મજા બેઉની લો છો!
માફી ય પછી માંગો છો અપમાન કરીને!

એને જો ન જોઉં તો ઘણું લોહી બચે છે
છે લાભ બહુ આંખનું નુકસાન કરીને

ક્યાં પ્રાપ્ત કશું કરવા અરજ કોઈ કરી છે
આનંદ ઉઠાવ્યો છે પરેશાન કરીને

વપરાશ રહે જેનો, ખતમ થાય છે ઝટથી
ખૂટે ન અભિમાન, અભિમાન કરીને?

લાચારીને કોઈની અમર તો ન બનાવો
ફોટા ય પડાવો છો તમે દાન કરીને

જીવનને ખબર પણ ન પડે એમ જીવ્યો છું
સૂંઘ્યું છે સદા ફૂલને બેભાન કરીને

## ગીત

### ☐ દીપક મહિડા

વરસાદી છાંટાથી ચામડી ચિરાય એવો ધોધમાર વરસે આભાસ...

શ્વાસોના તૂટફાટ રસ્તા પર છલકાતાં માટીની મ્હેકનાં ખાબોચિયાં,
ધાબા પર છોકરીને ભીંજાતી જોઈ પછી આંખોમાં ઊડે પતંગિયાં,
મંદ મંદ વાયુ પણ છોકરીના સ્મિત સાથે હળવેથી મેળવતો પ્રાસ...

એક એય કારણથી છોકરાએ છોકરીથી રાખ્યું છે અંતર પણ ખાસું,
છોકરાને છત્રીની આદત નઈ ને પાછી છોકરી તો પોતે ચોમાસું,
મનમૂકી ભીંજાતા આવડ્યું નહીં ને એથી વેઠવો પડે છે આ ત્રાસ...

## નોંધ

### ☐ કિરણ વી. મહેતા

કાળા આકાશમાં એકલા અટૂલા
તારલિયા જેવો નિઃસાસો
ધરતી, સમુદ્ર, આકાશ
ઓળંગતો ક્યાંય ચાલ્યો જાય છે...

તમારી વાક્છટાના વિચારરથ પર
કાબરચીતરી ગરોળીઓ
મચ્છરો ગળીને
લીસાં પેટ પસવારી
આરામ ફરમાવી રહી છે...

વેબસાઈટના વિષમાંથી ઊડેલો
એક છાંટો
સ્ક્રીનના કાચને તરડ્યા વગર
સામે બેઠેલાની
અડધી ગીગાબાઈટ મેમરીની
ગ્રીવા મરડી નાખે છે...

તમારા ઝાકમઝોળ દાંડિયારાસની દેકારા કરતી રમઝટની
ભારઝલ્લી ચણીયાચોળીઓના બેસૂમાર વાવાઝોડામાં
એક લીલા લયની ઈયળ
ક્યારની યે ઉખડીને
દર - બદર ઠોકરો ખાતી થઈ ગઈ છે...

ખેલ જીવલેણ ચાલે છે જગતમાં
ક્યાંય કશીક અમથી પણ
ટપકા સરખી યે
નોંધ વગર...

## ગઝલ

### ☐ ભરત ભટ્ટ

હાથમાં લઈ પગ અને દોડો હવે
આગ લાગી છે કૂવો ખોદો હવે!

લ્યો, હવાને ત્રાજવે તોળો હવે!
જિંદગીના જળને ઢંઢોળો હવે!

શ્વાસનો છે પ્રશ્ન હડદોલો હવે;
પહાડ ઝીલે કેમ પરપોટો હવે?

આખું ખેતર આગમાં હોમી દઈ
છિન્ન મસ્તક લઈ ઊભો ઓઘો હવે!

કાલે શક્કરબાજ જેવો જે હતો;
એજ માણસ થઈ ગયો હોલો હવે!

તગતગે છે સૂર્ય કોની આંખમાં?
ધોળે દિવસે ક્યાં જશે સોપો હવે?

જિંદગીની અહીં હવે જુદી અદબ;
અહીં મલાજો મોતનો નોખો હવે!



# નવરાત્રિમાં શક્તિની રાસલીલા

☐ મકરન્દ દવે

**આ**જે નવરાત્રિનો જે ઉત્સવ ચાલે છે, આપણે જે ઊજવીએ છીએ એ શક્તિનો ઉત્સવ છે, દુર્ગાનો ઉત્સવ છે. પરંતુ એ શક્તિની સાથે શિવ સદાય સાયુજ્ય પામેલા છે. શિવ-શક્તિ અભિન્ન છે. શિવ વગર શક્તિનું અસ્તિત્વ નથી, શક્તિ વગર શિવ પણ નથી. એટલે આપણે જે આ મહોત્સવ ઊજવીએ છીએ એમાં શિવ-શક્તિનું સમાન દર્શન કરવું જોઈએ.

આજે સવારે હું જ્ઞાનેશ્વર મહારાજનું પુસ્તક વાંચતો હતો એમાં એક પ્રસંગ વાંચ્યો. જ્ઞાનેશ્વરી ગીતા તે જ્ઞાનેશ્વર મહારાજે રચેલો અપૂર્વ ગ્રંથ છે. એમાં ભગવાન કૃષ્ણના મુખેથી જ્ઞાન, ભક્તિ, યોગ, કર્મ એ બધાનાં યથાયોગ્ય દર્શન કરાવ્યાં છે. નિવૃત્તિનાથે પંદર કે સોળ વર્ષે આ ગ્રંથ વાંચ્યો. નિવૃત્તિનાથ જ્ઞાનેશ્વરના વડીલ બંધુ અને ગુરુ પણ. તેમણે જ્ઞાનેશ્વરને કહ્યું કે, 'તેં આ ગીતા તો રચી પરંતુ એ તો કૃષ્ણનાં વાક્યો હતાં. તેં ગીતાનો ભાવાર્થ આપ્યો. પણ

તારી પોતાની કોઈ વાત કરને, તારા પોતાના અનુભવની વાત કર.' એટલે જ્ઞાનેશ્વર મહારાજે 'અમૃત અનુભવ' નામનો ગ્રંથ રચ્યો. એમાં અમૃત આનંદનો જે અનુભવ થયો એનું સુંદર વર્ણન કર્યું. ઉપરાંત તેમણે પોતાનો સાધનામાર્ગ, એમની પોતાની ઉપાસના, પોતાની ઉપલબ્ધિ એમણે આ ગ્રંથમાં ઓવીમાં કહી છે. જો સમય મળે તો આ ગ્રંથ જોજો. એમાં શિવ-શક્તિના સાયુજ્યની વાત અપૂર્વ રીતે કરી છે. એક એક ઓવી સુંદર કાવ્ય તો છે જ પણ તેમાં સાથે અપૂર્વ દર્શન પણ છે. રોજિંદી ઉપમાઓમાંથી એમણે પરમ શિવ-શક્તિનું દર્શન કરાવ્યું છે. મને એવું લાગે છે કે આપણે જે ગરબી લઈએ છીએ એનું દર્શન પણ આમાં આવી જાય છે.

આપણે ગરબી લઈએ ત્યારે મધ્યમાં માતાજીની સામે દીપ પ્રગટાવીએ છીએ. એની વર્તુળાકારે પ્રદક્ષિણા કરીએ છીએ, રાસ લઈએ છીએ, માતાજીના ગરબા ગાઈએ છીએ. આ પ્રથા બહુ પ્રાચીનકાળથી ચાલી આવે છે. દાંડિયારાસ પણ પ્રાચીન છે. યાદવોમાં ઉષાએ શરૂ કરેલા. શ્રીકૃષ્ણ તો શક્તિ સાથે શિવના, અંબા સહિત શિવના, સાંબ શિવના પરમ ભક્ત હતા. વચમાં દીપ પ્રગટાવીએ છે એના કુંડાળે ફરીને ભક્તિમય એના ગરબા ગાઈએ છીએ તેમાં શું પ્રાપ્ત કરવાનું છે? શા માટે દીપ પ્રગટાવીએ છીએ, વર્તુળાકારે નૃત્ય કરીએ છીએ, દાંડિયારાસ કરીએ છીએ, તાલીબદ્ધ ગરબા ગાઈએ છીએ, સ્તુતિ ગાઈએ છીએ. શિવ-શક્તિનું જે મંગલમય સાયુજ્ય છે તેને જીવનમાં પ્રાપ્ત કરવા માટે. કેવી રીતે પ્રાપ્ત થાય એ જ્ઞાનેશ્વર મહારાજ પોતાની ઉપમા દ્વારા કહે છે. શિવ અને શક્તિ, પરમ પુરુષ પરમાત્મા અને પરમ પ્રકૃતિ એને કેવી રીતે પ્રાપ્ત કરશો? જ્યારે જ્યોતિના દર્શન કરો છો ત્યારે દીવાઓ જુદા જુદા હોય છે પણ જ્યોતિ એક જ હોય છે. એમ વ્યક્તિઓના મનમાં, બુદ્ધિમાં ભલે જુદા દીવા હોય પણ પ્રકાશ તો એક જ છે. જીવનના કેન્દ્રમાં એ એક જ સર્વોત્તમ પ્રકાશને નીરખજો. ત્યાં પરામ્બા પરાશક્તિ શિવ સાથે બિરાજમાન છે. તમે સ્તુતિ ગાઓ છો ત્યારે વિચાર કર્યો છે કે હોઠ તો બે છે પણ ધ્વનિ એક જ નીકળે છે. નેત્રો બે છે પણ દૃષ્ટિ એક જ છે. શું સુંદર ઉપમા આપી છે જ્ઞાનેશ્વર મહારાજે! એમની ઓવીમાં તેમણે આ વાત કહી છે.

હું સવારે વાંચતો હતો ત્યારે મને એવો તો ભાવ આવી જતો હતો કે આ માણસે શું દર્શન કર્યું છે! એમણે એમ પણ કહ્યું છે કે શંકરાચાર્યનું જે અદ્વૈત છે તેનું પ્રતિપાદન મેં ગીતામાં કર્યું છે. બધું માયા છે. ગઈ કાલે આપણે જે વિદ્યા છે, અવિદ્યા છે, વિદ્યાથી પર છે તેની વાત કરી. આ બધું અવિદ્યામય છે,

માયાથી આવૃત્ત છે. જે જોઈએ છીએ તે સત્યદર્શન નથી. ઇન્દ્રિયો દ્વારા થતું વિવિધતાનું દર્શન ભ્રમ છે. એ હટી જાય તો પરમબ્રહ્મ એક જ છે. તો આ વિવિધતામાં એક જ રમી રહ્યો છે. તે માયા નથી પણ તેનો વિલાસ છે, એની રમણા છે. એ નવરાત્રિ થઈ. જ્ઞાની હશે એ વિચાર ચિંતનમાં બેઠો બેઠો આભાસોને દૂર કરીને પોતે બ્રહ્મજ્ઞાનમાં સ્થિર થતો હશે. પોતાના એકાંતમાં શાંત મનથી બ્રહ્માનંદની અંદર બિરાજમાન થતો હશે. પણ એ તો જીવનના ચોકમાં, સંસારમાં, બિરાજે છે છતાં એ તો મુક્ત જ છે. મુક્તધામમાં એની પરમ શક્તિ રમી રહી છે. - નાની બાલિકા રૂપે, બાળક રૂપે, વૃક્ષ રૂપે, વનસ્પતિ રૂપે. બીજું કોણ છે? આ ચિદ્‌શક્તિનો વિલાસ છે, એની રમણા છે, ગરબી છે. ગાઓ, ઉલ્લાસથી ગાઓ, મુક્ત કંઠે ગાઓ, એની પ્રદક્ષિણા ફરો - આ મહારાજનું દર્શન છે.

એ દર્શન નરસિંહ મહેતાએ પણ કર્યું છે.

ચિત્તચૈતન્ય વિલાસ તદ્રૂપ છે
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે

આ બ્રહ્મ કાંઈ લટકાં કરતું હશે? બ્રહ્મ તો એકાંત સ્થળે શૂન્યમાં અદ્વૈત અવસ્થામાં બિરાજમાન હોય. આ તો બ્રહ્મ જ બ્રહ્મની રમત રમી રહ્યું છે. સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે છે. સચ્ચિદાનંદના પારણામાં ઘરમાં બાળક ઝૂલે છે. કેવી મોટી પ્રાપ્તિ થઈ જાય! એવી ભગવાનની પ્રાપ્તિ કરવા માટે વનમાં જવાની, પહાડોમાં જવાની જરૂર નથી. તે તો તમારે આંગણે જ છે, તમારા ઘરની મધ્યમાં છે. બહાર જે ઝૂલે છે તે સચ્ચિદાનંદ ઝૂલી રહ્યું છે - શુદ્ધ ચૈતન્ય, મદાલસા ગાતીને શુદ્ધોસિ, બુદ્ધોસિ, નિરંજનોસિ - હે બાળક, શા માટે રડે છે? તું ચૈતન્ય છે. એમ આપણે ગરબી ગાઈએ છીએ, એની સાથે ઘૂમીએ છીએ, આનંદથી એના દર્શન કરીએ છીએ – આપણા શરીરમાં અને બહારના જગતમાં પણ. એને ચિદ્ વિલાસ કહ્યો છે.

પછી મહારાજ અદ્‌ભુત વસ્તુ કહે છે કે 'દાંડિયા બે છે, ધ્વનિ એક છે.' જ્યારે દાંડિયારાસ રમો છો ત્યારે બંને ગોળમાં ઘૂમતી વ્યક્તિઓ વિરુદ્ધ દિશામાં ફરે છે. દિવસ-રાત, સુખ-દુઃખ, જીવન-મૃત્યુ એના બે દાંડકાઓ જ છે. પણ જ્યારે રાસ લો છો ત્યારે એક જ આનંદનો ધ્વનિ છે. જ્યારે આપણે એ ધ્વનિ સાંભળતા થઈએ - સુખમાંય સાંભળીએ અને દુઃખમાંય સાંભળીએ, મિલનમાં સાંભળીએ અને વિચ્છેદમાંય સાંભળીએ તો કેટલી મોટી વાત બની જાય! તારા સિવાય કશું જ નથી. તારા આનંદનો ધ્વનિ છે, તારા આગમનનો ધ્વનિ છે. હે ભગવતી! તારે પગલે પગલે આ ધરતી સ્પંદિત થઈ રહી છે. આ દાંડિયારાસ છે અને બંને દાંડકાનો ધ્વનિ

એક છે. આવું મહારાજે ચિદ્ વિલાસ નામનું દર્શન આપ્યું છે.

ચંડીપાઠમાં શક્તિ પોતે જ અનેક અનેક સ્વરૂપો ધારણ કરીને અસુરની સામે યુદ્ધ કરતી દેખાય છે પણ એ તો પોતે જ પોતાનાં સ્વરૂપ ઊભાં કરીને ખેલી રહી છે. અનેક સ્વરૂપ દેખાય છે ત્યારે અસુર કહે છે કે, એકલી આવને. બધાને સાથે કેમ લાવે છે? ત્યારે દેવી કહે છે કે, 'મૂર્ખ, બધા ક્યાં છે? હું એકલી જ છું. મધુપાન કરું છું ત્યાં સુધી તું ક્ષણવાર ગર્જી લે.' એમ કહીને બધી શક્તિને પોતાનામાં સમાવી લે છે. એ મહાશક્તિ સ્વાધીન છે, આનંદમાં મગ્ન છે અને આ જગત તેનું લીલાક્ષેત્ર છે. યાતના વચ્ચે, સંગ્રામ વચ્ચે, જય અને પરાજય બંને વચ્ચે, સુખમાં અને દુઃખમાં, મિલનમાં અને વિચ્છેદમાં તું જ છો. તારા સિવાય કશું જ નથી. કેવડી મોટી વાત બની જાય! હે ભગવતી, તારે પગલે પગલે આ ધરતી સ્પંદિત થઈ રહી છે. તેનો ધ્વનિ વિરુદ્ધ દિશાની ગતિ દ્વારા પણ આનંદિત કરે છે. જ્ઞાનેશ્વર મહારાજ એકને જ જુએ છે. આ તેમના અનુભવની વાત છે. તેમની પરંપરા યોગી, શિવયોગીઓની. તેમના ગુરુ ગહનીનાથ. નિવૃત્તિનાથના ગરુ ગોરક્ષનાથ એ શિવભક્ત અને શિવ-શક્તિમય. ગોરક્ષને તો શિવના અવતાર ગણે છે.

નવરાત્રિના ઉત્સવમાં પરમ શક્તિ પણ છે અને પરમ મંગલ પણ છે. ગઈકાલે શુભમંગલ હો, શુભમંગલ હો ગાયું હતુંને! માંગલ્ય સાથે આનંદ જોડાયેલો છે. શુભમંગલ ગાતાં જેમ આનંદ આવે છે તેમ માંગલ્ય આનંદ છે. શક્તિ આનંદમય છે. મંગલ આનંદનું અધિસ્થાન છે. પછી આપણામાં એક એવી દૃષ્ટિ આવશે કે ઉચ્ચાર કરશો ત્યારે હોઠમાં ભગવતી દેખાશે. કોઈ છબી જોવાની કે કોઈ મંદિરમાં જવાની જરૂર નહીં પડે. આંખો દ્વારા એ જ જોશે. સંતો આની ત્રણ ભૂમિકા કહી ગયા છે. એ પ્રાપ્ત કરવા માટે આપણે રાસ લઈએ છીએ કે નૃત્ય કરીએ છીએ, ત્યારે આપણે ભૂમિને સમતલ કરીએ છીએ. ઊબડ-ખાબડ ભૂમિમાં રાસ કે નૃત્ય થઈ શકે નહીં. નવરાત્રિ ઊજવવી છે તો ભૂમિને સમતલ કરો. પછી ભૂમિ પર જળ છાંટીને કળશ બેસાડીએ છીએ અને તેમાં વચ્ચે દીવો પ્રગટાવીએ છીએ. આમ વચ્ચે જ્યોત હોય છે. સમતલ ભૂમિ વગર ભગવતીનું આનંદ-નૃત્ય અનુભવી શકાય નહીં કે તેમાં ભાગ લઈ શકાય નહીં. એ તો નૃત્ય કરી જ રહી છે. એ તો ગરબા-ગાન ગાઈ જ રહી છે. એ તો ચાચરને દિવસ-રાત ગજવી જ રહી છે. ખરો શબ્દ તો ચર-અચર છે તેનું ચાચર અપભ્રંશ થયું છે. એ ચોકમાં એ રમી રહી છે. આપણા શરીરમાં, ચેતનમાં, અચરમાં, પહાડોમાં, સ્થૂળમાં, ચરમાં,

બધાં પ્રાણીઓમાં - એ એનો ચરાચર ચોક - તેમાં એ રમી રહી છે.

આપણે તેને સમતલ નહીં કરીએ અને પરમ શક્તિને આનંદ માટે રમવા બોલાવીશું કે 'મા, તું ગરબે રમવા આવ'- તો એમાં એ કેવી રીતે રમશે? એને પગમાં ઠેસ ન લાગે? એને દુઃખ ન થાય? જે કોઈને દુઃખ થાય છે તે એને દુઃખ થાય છે. તો પહેલાં સમતલ ભૂમિ બનાવીશું. દૃષ્ટિ એક, કરુણા એક. નિશ્ચય કરીએ કે આજથી આપણી ભૂમિ સમતલ, સમાનપણે ધ્રુવ, એ અસ્થિર નહીં કે ઊંચી-નીચી નહીં. અને કાદવ જેવી ખૂંચી જાય એવી પણ નહીં, રેતી જેવી પણ નહીં. ચિત્ત ચંચળ છે. તેની દૃઢ ભૂમિ કરીશું. તેને સમતલ કરીશું તો ભગવતી જરૂર રમવા આવશે. ચિત્તને શુદ્ધ કરો તો તે જરૂર રમવા આવશે. સમતલ ભૂમિ કરી એટલે સમતાલ. સમતલ ભૂમિકા એટલે ચિત્તની સ્થિર ભૂમિ. સરખા તાલ ત્યારે અનુભવાશે. આ જગતમાં સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર એ તાલમાં ચાલે છે. એનો તાલ સમ છે. આપણા સ્વાર્થનો તાલ સમ છે? આપણા વિચારોનો તાલ સમ છે? આપણો વ્યવહાર સમ છે કે વિષમ? આને વધુ, આને ઓછું આપણે કરીએ છીએ? આ મારો સગો અને આ પરાયો - એવું આપણે કરીએ છીએ! સમતલની ભૂમિકા પર સમતાલનું નૃત્ય ચાલશે ત્યારે ભગવતી આપણી સાથે કલ્લોલ કરતી આવશે. સમતલ એટલે ચિત્તની સ્થિરતા. સમતાલ એટલે સર્વત્ર સમભાવની આનંદિત ગતિ, તાલબદ્ધતા. પછી છેલ્લી અવસ્થા છે સમતાલીન. એ સમત્વમાં તલ્લીન અવસ્થા. એમાં હું સમ છું કે વિષમ છું તેની મને કશી જ ખબર નથી. હું પરમ શક્તિમાં લીન છું અને એ પરમ શક્તિ મને દોરી જાય છે.

*પ્રાતઃપ્રાર્થના પછી મકરન્દભાઈ જે વાત કરતા હતા તેમાંથી.

સં. મીનુ ભટ્ટ

મન પર બુદ્ધિનો કાબૂ હોય છે, પરંતુ બુદ્ધિને પ્રેરનાર ચિત્તના સંસ્કારો છે, એટલે બુદ્ધિ પણ સ્વતંત્ર નથી. કહેવાતા બુદ્ધિશાળી એટલે જ ભૂલ કરી બેસે છે, કારણકે એમની બુદ્ધિને પણ ચિત્તના સંસ્કારો દોરે છે. સાધના એટલે જ ચિત્તના સંસ્કારોમાં આવતું પરિવર્તન. જેના દ્વારા ચિત્તના સંસ્કારોમાં પરિવર્તન આવે એને સાધના કહે છે.

* * *

પ્રત્યક્ષ જ્ઞાનમાંથી જે બોધ પ્રગટે તે પ્રજ્ઞા કહેવાય છે. આત્મા અને પરમાત્માનું અનુભવજ્ઞાન જેને પ્રાપ્ત થયું હોય તે જ સાચો પ્રજ્ઞાવાન કહેવાય.

**'ઓસબિંદુ' - મુનિ શ્રી કીર્તિચન્દ્રજી (બંધુત્રિપુટી)- સંકલનઃ સુરેશ ગાલા**



# ગુરુદક્ષિણા

☐ ગિરીશ ભટ્ટ

**પોષ** વદ સાતમની રાતનો દસનો સુમાર. એ વિસ્તારમાં સોપો પડી ગયો હતો. શ્વાનો પણ ક્યાંક લપાઈને પડ્યા હતા.

આછા ઉજાસમાં મારગ શોધીને ડગલાં ભરતી કંકુએ ડેલી ખખડાવી હતીઃ ' માસી, ડેલી ખોલો. હું કંકુડી...

હવે કંકુ દરબારગઢમાં ચાકરી કરતી હતી એ પહેલાં તે કરતી હતી.

સુમિત્રાબા ભલાં હતાં, ચાકરને ચાકરની જેમ ના રાખે. વિમળા દસેક વરસ ત્યાં રહી. સાફ-સફાઈ, વાસીદાં ને ટાંપાંટૈયાં. બાજી જે ચીંધે એ કરવાનું.

ડેલી ઊઘડી ગઈ. ઓસરીમાં ફાનસને અજવાળે મા-દીકરી ચૂંદડી પર ભરતકામ કરતાં હતાં. સોય, ચાંદલા, ટીક્કા, જરી અને ભીંતો - બધુંય થરથરતું હતું.

માએ મેલ્યું પણ વિરાજ તો એના કામમાં ડૂબી હતી. જોયું કંકુ સામે ને સોય ચાલતી કરી. ભરતકામ, સિલાઈકામમાં ગુજરાન ચાલતું હતું. થોડું દીકરો મોકલાવે શહેરથી.

'બોલ, શું કામ પડ્યું કે તેં રાત માથે લીધી?' વિમળાએ પૃચ્છા કરી. વિરાજના કાન પણ એ ભણી હતાઃ શું હશે...? માને ચાકરીએ બોલાવી હશે? કે બાજીને તેનું કામ હશે? પત્ર આવ્યો હશે યશરાજનો?

હમણાં ક્યાં બાજી પાસે જવાયું હતું? પ્રથમ મા માંદી પડી હતી ને પછી તે. એ દિશા ભુલાઈ ગઈ હતી કે નથી દોર્યાં નવાં ચિત્રો. બસ, રોજ રાતે યશરાજને સ્મર્યા કરતી હતી, મન સાથે વાતો કર્યા કરતી હતી.

ક્યારેક અતીતમાં સરી જતી હતી ને તેને તેર વરસની અબૂઝ વિરાજ મળી જતી હતી.

માની પાછળ પાછળ દરબારગઢ જતી હતી. પહેલે દિવસે અજાયબ નગરી લાગી હતી. વિશાળ ઓરડાઓ, રાચરચીલું, પટારા, ઉતરડ, અરીસાઓ, ભીંતો પર ચાકળા, મોટા ફોટા, અભેરાઈઓ, તલવાર, ઢાલ, બંદૂક, દાદાબાપુની ડર લાગે તેવી મોટી મૂછ, ઘરથી થોડે દૂર કૂઈ, લીંબડો ને નીંદર આવે તેવો છાંયડો. પહેલે દિવસથી સુમિત્રાબાની સૂચનાઃ 'ના જતી કૂઈ પાસે.'

તે નવી દિનચર્યામાં ગોઠવાઈ હતીઃ સવારે ગોપાલભાઈની સ્કૂલ, બપોરે દરબારગઢ ને સાંજે પાછું ઘર. મોટી વૃંદા ઘર સંભાળતી હોય.

બીજે દિવસે માને મદદ કરવા લાગી હતી. બારી-બારણાં ઝાપટે, અરીસામાં ચાળા કરતી કરતી લૂછે, ચીજો પરની ધૂળ ખંખેરી ગોઠવે અને ધૂન ચડે તો ચિત્રપોથી ખોલીને ચિત્રો દોરવા લાગે, અસ્ત થતો સૂર્ય, વાદળીઓવાળું આકાશ, વૃક્ષની ડાળી પરનો કાગડો, બારીના સળિયાઓમાંથી દેખાતું આકાશ, ભીંત પર ટીંગાતી છત્રી.

ત્રીજે દિવસે... મેડી પરથી ઊતરતા કુંવરને જોયા. સમજ પડી કે બાજીના દીકરા. ગણતરી કરી કે ઘરમાં કેટલા લોકો હતા. બાજી, આ કુંવર, દાદાબાપુ-આ કુંવરના દાદા અને છેલ્લા ઓરડામાં નંદાબા.

ચાર માણસો માટે આવડો મોટો દરબારગઢ? નીચે ત્રણ ઓરડા, દીવાનખાનું, રસોડું, વખાર, બે લાંબી ઓસરી! ને મેડી! ક્યાં જોઈ હતી?

ચોથે દિવસે તે ચિત્રો દોરતી પકડાઈ ગઈ. શું કરે છે, આ છોકરી? ચિત્રો દોરે છે? અરે, સરસ દોરે છે, અલગ વિષયનાં!

ને કુંવરજી મેડી પર લઈ ગયાઃ 'ચાલ, મારી સાથે.'

ને અલગ દુનિયા મળી, કુંવરજી પણ ચિત્રો દોરતા હતા, મેડી પર? વિસ્મય...!

ડ્રોઈંગ પેપર્સ, રંગો, પીંછીઓ, એસ્બેસ્ટોસની તાસકો, ભીંત પર, ટેબલ પર, કબાટમાં, પલંગ પર - બધે ચિત્રો કુંવરે દોરેલાં!

કહ્યું: 'આ ટેબલ - ખુરશી તારાં. અહીં બેસીને ચિત્રો દોરજે.'

પછી ડર, સંકોચ ચાલ્યા ગયા.

તે ચિત્રો દોરીને યશરાજને બતાવતી થઈ. એક માસ પછી કુંવર વિલાયત જવા રવાના થયા ત્યારે તે રડી પડી હતી.

માએ કહ્યું હતું, છાની રહે. કુંવર દર રજાઓમાં આવતા હતા. ત્યાં ચિત્રો દોરવાનો અભ્યાસ કરતા હતા. એ તો મોટા માણસ. બીજી વાર આવે ત્યારે તને ભૂલી પણ ગયા હોય.

બે વરસ પછી કુંવર આવ્યા ત્યારે બારણાની પાછળ ઊભી હતી. ડર હતો કે યશરાજ ભૂલી ગયા હશે તો!

પણ યશરાજે જ પ્રશ્ન કર્યો હતો: 'ક્યાં ગઈ વિરાજ? અરે, તું તો સ્ત્રી બની ગઈ! હું તો એ છોકરીને શોધતો હતો! તારાં ચિત્રો બતાવજે.' તે શરમાઈ ગઈ હતી.

નવો અધ્યાય શરૂ થયો હતો.

યશરાજે તેને ફોટાઓ દેખાડ્યા. આ હોસ્ટેલ, કોલેજ, આ માર્ગારેટનું ઘર, માર્ગા, તેના ડેડ... આ તેનો ગાર્ડન...

તેની દૃષ્ટિ માર્ગારેટ પર જ ચોંટી હતી: ગોરી, વાંકડિયા વાળ, લગભગ તેની જ વય, જરા ઊંચી પણ ક્યાં ઢાંકી હતી છાતીને? શરમ વિનાની...!

મેડી ગાજતી થઈ હતી.

યશરાજ... મા અને દાદાબાપુને સમય આપતો હતો. શેષ સમય વિરાજને.

કેટલું નવું નવું શીખવ્યું? છાયા-ચિત્રો, ભાતચિત્રો, ફ્રીહેન્ડ ડ્રોઈંગ, નવાં પરિમાણો...!

ન્યૂડ પણ બતાવ્યાં. તે લજ્જા પામી હતી.

'જો... કોણ છે ચિત્રકારો? સંકોચ ના રખાય. આ પણ કલા છે. ત્યાં કોઈ છોછ ના રાખે.'

પુસ્તકો આપ્યાં: 'ચિત્રો જોઈશ તો પણ ઘણું પામશે. જ્ઞાન તો દરિયો છે.'

માએ પૃચ્છા કરી હતી: 'કુંવરજીની આમન્યા તો રાખે છેને? શું કહીને બોલાવે છે?'

ને તે ખડખડાટ હસી પડી હતી.

બીજે જ વરસે કુંવર આવ્યા હતા, સાવ અચાનક. પ્લેનમાં મુંબઈ ને ત્યાંથી ટ્રેનમાં. કહ્યું: 'તમે સહુ યાદ આવ્યાં ને નીકળી ગયો. માર્ગાના ડેડીએ પ્લેનની ટિકિટ કઢાવી હતી. તે હવે હોસ્ટેલને બદલે માર્ગાના ઘરે રહેતા હતા. ના ગમ્યું વિરાજને.

તેનો અભ્યાસ ચાલ્યો, નવા વિષયો, નવી પદ્ધતિઓ, નામ સાંભળ્યું છે તે પિકાસોનું, અમૃતા શેરગીલનું? સર, ઘરે પણ શીખવે છે. માર્ગા કોફી બનાવી આપે છે.

માર્ગાના નવા ફોટાઓ મા સાથેના,

ગ્રુપફોટા...! એકમાં તે અને માર્ગા. સુંદર લાગતી હતી પણ તેને ના ગમીઃ નાક કેવું અણીદાર...!

'તું મને ગમે છે, માર્ગારેટ જેટલી...!' એ કથનનો પૂર્વાર્ધ તેને ગમ્યો હતો, ઉત્તરાર્ધ નહીં. તે જ ગમવી જોઈએ - એવો અધિકારભાવ પણ જન્મ્યો હતો.

ઘરે એકાંતમાં તિરાડવાળા અરીસામાં તે જોતી ત્યારે યશરાજને પાસે ગોઠવી દેતી હતી. સુખ મળતું હતું.

એવું સુખ પમાતું હોય ત્યારે ક્યારેક મોટી સાદ પાડતી હોયઃ 'આવને, મને બેગ ગોઠવાવને.' વૃંદા સાસરે જવાની હતી. તૈયારીઓ થતી હતી. નાની વયે લગ્ન થયેલાં. એ સમયે જોયેલો વર થોડો યાદ હોય? હવે તે એ પુરુષને મળવાની હતી. પાર વિનાનો હરખ હતો. તેણે વિરાજને શિખામણ આપી હતીઃ 'બેન, શાણી થઈને મા દેખાડે ત્યાં પરણી જાજે. ખોટાં સ્વપ્નો જોતી નૈ. ભૂલી જાજે કુંવરને. માને પજવતી નૈ.'

પણ વિરાજ પાસે મોટો ખજાનો હતો. કુંવરની વિદાયની આગલી સાંજે તે મેડી પર હતી. તેણે વાતવાતમાં યશરાજને કહ્યું હતુંઃ 'રાજ, તમને ઇચ્છા છે ને, મને ન્યૂડ ચિતરવાની? હું તૈયાર છું.'

યશરાજની દૃષ્ટિ, ન્યૂડ પેઈન્ટિંગ પુસ્તકના એક ચિત્ર પર હતી.

થોડી ક્ષણો મૌન રહ્યું.

યશરાજની દૃષ્ટિ વિરાજ પર તોળાઈ હતી. ને બીજી ક્ષણે... યશરાજે કહ્યું હતુંઃ 'લગ્ન પછી તને એવી દોરીશ. રાહ જોઈશને?'

ને તે દોડીને યશરાજને વળગી પડી હતી. પછી રડી પડી હતી, યશરાજે પીઠ પસવારી હતી, નીચેથી સુમિત્રાનો સાદ પડ્યો હતો - 'યશરાજ...'

(૨)

કંકુએ કહ્યુંઃ 'માસી, સેજોરી ક્યાં છે? વાત વૃંદાની હતી. તે બે વાર નવાં વરવહુની સેજ શણગારવા ગઈ હતી.

એક વાર માને જણાવીને અને બીજી વાર નાનીને કહીનેઃ 'જાઉં છું અમૂલખ શેઠની મેડીએ.' સવારે દાપું લઈને આવી હતી.

વિમળાએ તરત ઉત્તર વાળ્યો હતોઃ 'ક્યાં હતી સેજોરી? વૃંદા તો સાસરે. પણ ક્યાં જાવાનું હતું? ગોત બીજીને.'

ને તે બોલીઃ 'માસી, સારું દાપું મળે તેમ હતું. દરબારગઢમાં કશી મણા હોય...?'

ને વિરાજ થીજી ગઈ હતીઃ 'દરબારગઢ? તો શું... યશરાજ...?'

સોય, પરોણી, કોકડી... બધું પડી ગયું. વિમળાથી બોલાઈ ગયુંઃ 'શું કે'છ, કંકુડી...?' વિરાજ ઊભી થઈ ને નાવણિયા ભણી ગઈ. 'શું... રાજ...?'

ત્યાં જઈને રડવાનું હતું.

ક્યાં રજાઓમાં યશરાજ આવ્યા હતા? બાજી... ઉદાસ હતાં. હવે તો વિલાયત મોકલવો જ નથી. ક્યાં લગી દાદાબાપુ વહીવટ સંભાળે? નેવુંએ

પુગ્યા!

તે જતી-આવતી હતી. બાજી ખબર આપેઃ 'કાગળ આવ્યો. તને યાદ કરે છે.'

'સર સાથે બીજા દેશોમાં ગયો છે. ભારે ઠંડી છે. પ્રદર્શન ગોઠવે છે, તેનાં ચિત્રોનું. ફોટા પણ મોકલશે.'

કંકુ કહી રહી હતીઃ 'માસી... કાલે બપોરે કુંવર આવશે ગોરી છોકરી સાથે. સાંજે ગોરજ ટાણે લગન. અરે, કેટલી ધમાલ છે ત્યાં? મંડપ, તોરણ, ઢોલ-શરણાઈ, રોશની...! દાદાબાપુ મજૂસમાંથી સાફા કઢાવે છે, મે'માન આવવા લાગ્યા છે, ગીતો ગવાય છે- માર્ગા વહુનાં. માસી સહુને ગોરી વહુને જોવાનો હરખ છે. બોલાવી લો ને, વૃંદાને. મોટું ઘર છે. કેટલું દાપું મળશે! અરે, ઘરેણું પણ મળે. સુમિત્રાજી કેવાં ઉદાર સ્વભાવનાં છે? મોકલો નાનીને!'

શું કહે વિમળા? તેણે વિરાજને જ સાચવવાની હતી. જાણતી હતી દીકરીનું મન. માની બેઠી હતી કે કુંવર તેના હતા. મૂરખી, બીજું શું? સારી રીતે બોલાવે એટલે ગમે તેમ માની લેવાનું? મૂળ તેને દરબારગઢમાં લઈ જતી હતી એ ભૂલ. ગમે તેમ તોય નાની, શો અનુભવ દુનિયાદારીનો? રડતી જ હશે નાવણિયામાં. કુંવર તો વિલાયતની ગોરી મડમને પરણે. રાજ કે'વાય! પરતાપસિંહને વરસાસન મળતું હતું, દાદાબાપુ... રાજા હતા, શિકાર કરવા પણ જતા.

હવે તેણે દીકરીને સમજાવવાની હતી. કહ્યું કંકુડીનેઃ 'બાજીને કે'જે કે વૃંદા નથી, હોત તો જરૂર આવત.'

ને તે હસી પડી હતીઃ 'માસી, બાજી તો બીજાં કામો આટોપે છે, આ તો નંદાબાએ સોંપ્યું. અટાણે જાવું પડશે, ના પાડવા. રાત ત્યાં જ રોકાઈ જઈશ.'

તે ઊભી થવા જતી હતી ત્યાં જ વિરાજે આવીને કહ્યુંઃ 'કંકુબેન... હું આવીશ, એ ઓરડો શણગારીશ.'

મા ચોંકી હતીઃ 'ગાંડી તો નથી થઈ ગઈને? તે જશે?'

પણ... કંકુ રાજી થઈ હતી. તેનો ફેરો નકામો ગયો નહોતો. મોટી નૈ તો નાની. એમાં શી મોથ મારવાની હતી? અવસર સચવાય એટલે ભયોભયો.

વિમળા શું બોલે? તેને મૂળથી આ છોકરી સમજાતી નહોતી. તેને પરણાવવી પડશેને? કેવડી થઈ? તેણે વેઢા ગણ્યા.

ને વિરાજ કંકુને કહી રહી હતીઃ 'હું તૈયાર જ હોઈશ. મને સાદ પાડજો.'

તેની આંખો કોરી હતી. નાવણિયામાં સામટું રડી લીધું હતું.

મા જોતી જ રહી ગઈ હતી.

તે સામાન એકઠો કરતી હતી.

રાતે કોઈ બોલ્યું નહોતું, બેય એક પથારીમાં સૂતાં હતાં તો પણ.

(૩)

વાટમાં કંકુએ નાનીની પ્રશંસા કરીઃ 'કેવી તૈયાર થઈ ગઈ? એમ કાંઈ દાપું

જતું ના કરાય. થઈ છે તારી સગાઈ? માસી તો હુંશિયાર છે. ગોતી રાખ્યું હશે તારું. મારું તો પંદરમે વરસે થયું હતું. કાંઈ ભાનેય નો'તું, મને કે તેમને!'

તે હસી પડી હતી.

વિરાજે... શાલ ઓઢી હતી, માથા લગીની. બે આંખો દેખાય. હાથમાં થેલો. કેટલું ભર્યું હતું: યશરાજે આપેલાં પુસ્તકો, ચિત્રો-તેણે દોરેલાં અને યશરાજે દોરેલાં, એક તેનું પોર્ટ્રેટ, જે તેણે અરીસામાં તેનું બિંબ જોઈને દોરેલું. પીંછીઓ, રંગો બધું હતું. શેષ કશું રાખ્યું નહોતું ઘરમાં.

છાજલી, કબાટ, ઇસ્કોતરો - બધું જ ખાલી કરીને આવી હતી. વજન હતું ખાસ્સું. તે હાથ બદલાવતી હતી.

પરિચિત જ હતી, દરબારગઢની તસુ તસુ જગાથી. તેણે શાલને કસીને ઓઢી લીધી હતી. ક્યાં ઓળખાવું હતું.

પહોંચી દાદર સુધી. કોઈએ ઓળખી નહીં. સહુ પોતપોતાની મસ્તીમાં હતા.

તે બીજી સ્ત્રીને સોંપાઈ. રૂઆબદાર હતી.

'તું સેજારી ને? ચાલ, લાગી જા કામમાં. આ માળણ તને મદદ કરશે. બધું હાજર છે, કશી જરૂર પડે તો આને કે'જે.'

બે પળ રહીને ઉમેર્યું: 'કુંવરજીનો ઓરડો મેડી પર છે. સાચવીને ચડજે. અજાણ્યો દાદર છે. તું વળી ક્યારે આવી હોય? આ તો દરબારગઢ છે દાદાબાપુનો, પરતાપસંગ બાપુ ને બાજીનો. ને હવે કુંવરસાહેબ ને ગોરી વહુનો.'

તે દાદર ચડવા લાગી. અનેક વાર આરોહી હતી. પગથિયે પગથિયે પરિચિતતા હતી. હજી પણ દાદરના કઠેડા પર તેના સ્પર્શનાં નિશાનો મળી આવે.

પણ આજે તે થાકી હતી. માંડ પહોંચી મેડી પર. માળણે કહ્યું: 'જો, આ મેડી. તારે શણગાર કરવાના છે.'

તે હસી હતી, ઉદાસી વચ્ચે.

પેલી અજાણી સ્ત્રીએ તાળું ખોલ્યું ને તે એ ખંડમાં પ્રવેશી જેમાં તે અનેક વાર પ્રવેશી હતી. છત્રીપલંગ ખંડની વચ્ચે હતો. કબાટો યથાસ્થાને હતા. રંગો, પીંછીઓ, ચિત્રો, તાસકો, કાંખઘોડી એક ખૂણામાં. બે પળ ભાવુક બની જવાયું પરંતુ તરત જાગી ગઈ વિરાજ.

તે શા માટે આવી હતી? ધારત તો ના આવી હોત. માએ ના પાડી જ હતી.

તે તરત કામે લાગી ગઈ: બેન--- પહેલાં ઢોલિયો સજાવીએ.

ઓછાડ, ઓશીકાં, કવર, પાંગતે કાશ્મીરની શાલ, ચાર ખૂણે નકશીકામવાળા કળશ, ભીંતો પર ચાકળા, ચિત્રો-યશરાજે દોરેલાં, તેણે દોરેલાં, ભીંતો પર... ચિત્રો અને તેણે કરેલું રંગકામ - ભાતો, છાયાચિત્રો, પ્રતીકો.

માળણ આભી બની ગઈ હતી: બેન,

કેવું સરસ ચીતરો છો? પીંછી ફેરવો ને સરસ ચિત્ર બની જાય!

પુષ્પોથી સેજ, ઢોલિયા સુધીનો રસ્તો, ભીંતો, સજાવાઈ.

ને વિરાજે તેને કહી દીધું: 'શું નામ તારું?'

'જમના...? વાહ! તું જમુના જ છું, કૃષ્ણસખી!'

'જો સાંભળ, દાપું તારે લેવાનું. તું જ સેજારી...!'

જમુના ખુશ થતાં બોલી હતીઃ 'બધું તમે કર્યું ને દાપું મારે લેવાનું? તમે તો નામેય ના કહ્યું? કોણ છો તમે?'

વિરાજ હસી પડી હતી. તેને આ સ્ત્રી ગમી. તે સાથે ના હોત તો તે આ કાર્ય ના કરી શકી હોત. આમ તો સમાપન હતું, સંબંધોનું. ખાસ કશું નહોતું. બધો બોજ ખાલી કરવા આવી હતી, સામાન...! મનનો બોજ કોની પાસે ખાલી થવાનો હતો? કેવો વચનભંગ? વિરાજ યાદ ના આવે તેવું બને ખરું? ને એમ જ બન્યું હતું. યશરાજનો જ અપરાધ.

ખૂણામાં જઈને રડી લીધું. પેલી ફૂલો ગોઠવતી હતી. હસતાં હસતાં કહેતી હતીઃ 'ખબર છે, બેન શું હતું મારાં લગનની રાતે?'

હવે એક કામ જ બાકી હતું વિરાજને, સડસડાટ દાદર ઊતરીને આ સ્થળ છોડી દેવું. હા, તે એ જ કરશે, અતીતને વળોટીને બહાર જતી રહેશે. માત્ર બે મિનિટ લાગવાની હા, તે ભૂલી જશે, પણ ક્ષમા તો નહીં આપી શકે.

આ પાળી માત્ર તેની હતી ને તે ભૂલી જશે. ઘરે જશે, મા કહેશે એ પાત્ર સાથે લગ્ન કરી લેશે. કોઈને દુ:ખી નહીં કરે.

શાલ હજી મુખવટો બનીને રહી હતી. કોઈ તેને ક્યાં ઓળખી શક્યું હતું?

કેટલો મહાવરો હતો? સડસડાટ ઊતરી ગઈ હતી. દરમિયાન અનુભૂતિ થઈ હતીઃ બહાર કોલાહલ હતો, નીચે શાંતિ હતી, બત્તીઓ બળતી હતી, ઉપર ગોઠવેલાં ફૂલોની સુગંધ અહીં પણ પ્રસરેલી હતી અને...!

ને ત્યાં સાદ સંભળાયો હતોઃ 'વિરાજ, બેટા વિરાજ...!'

સુમિત્રાબા તેને ઓળખી ગયાં હતાં.

તે તરત હોઠે આવ્યું: 'બાજી...!'

આ ચાર પળોમાં આખો અતીત ડખોળાયો હતો. બેય સ્ત્રીઓ એકમેકને ભેટી પડી હતી. ચારેય આંખો ભીની હતી અને નિ:શબ્દતા હતી.

અંતે શબ્દો ફૂટ્યા, લગભગ એક સાથે.

સુમિત્રાબા કહેતાં હતાં; 'તને તો મારી વહુ બનાવવી હતી. બધું તૂટી ગયું.'

ગમ્યું વિરાજને. તે એકલી નહોતી.

તે બોલીઃ 'બાજી... શોક ન કરશો. હરખનો દિવસ છે.'

બે પળ પછી બોલીઃ 'બાજી, મેં ગુરુદક્ષિણા ચૂકવી દીધી છે.'

❑❑❑



(૧૨. ૭. ૧૯૪૧ – ૯. ૯. ૨૦૨૧)

# સોનલ શુક્લ : શ્રદ્ધાંજલિ

☐ પ્રો. વિભૂતિ પટેલ

**સો**નલબેનની હાજરાહજૂર વાચા બંધ થઈ ગઈ એ સ્વીકારવું ખૂબ અઘરું છે પણ સોનલબેને સ્થાપેલ 'વાચા સંસ્થા' સોનલબેનનાં કામને પૂરજોશમાં આગળ ધપાવશે એ જાણી આશાનો દીપક ઝળહળી ઊઠે છે. ભલે ૯મી સપ્ટેમ્બરના સોનલબેનનો દેહવિલય થયો પણ સોનલબેન પોતાનાં જીવન અને કવન થકી જે સમાજસેવાનો વારસો આપી ગયાં છે તે અમૂલ્ય છે. સોનલ શુક્લ, એક નારીવાદી ચિંતક અને કર્મશીલ, મુસીબતોથી ઘેરાયેલી બાલિકાઓ અને મહિલાઓ માટે સંકટ સમયની સાંકળ, મહાન શિક્ષક અને લિંગભાવી દૃષ્ટિકોણ

સાથે તાલીમ આપનાર વિશેષજ્ઞના જવાથી એક પ્રકારનો શૂન્યાવકાશ તો જણાય છે. ૧૧મી સપ્ટેમ્બરમાં સોનલબેનની શ્રદ્ધાંજલિ સભામાં ૩૫૦ જેટલી મહિલાઓ, યુવતીઓ અને પુરુષો જોડાયાં. ત્રણ પેઢીની વયજૂથના આ સહભાગીઓ દેશના પ્રગતિશીલ વિચારક, બુદ્ધિજીવીઓ, પત્રકાર, સંશોધક, શિક્ષક, સામાજિક કાર્યકરો, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે કામ કરનારા નીતિના ઘડવૈયાઓ, ડોક્ટર-વકીલ-વાચાને નાણાંકીય રીતે મદદ કરનાર બેનો, ગરીબ કુટુંબોની બાલિકાઓ બધાંએ એક સૂરમાં કહ્યું, 'અમારા અંધકારભર્યા જીવનમાં સોનલબેન પ્રકાશ સ્વરૂપે આવ્યાં.' સોનલબેનની સાદગી, વહાલપ, બુદ્ધિપ્રતિભા, સમસ્યાનું નિરાકરણ લાવવાની આવડત, શૂન્યમાં સર્જન કરવાની તાકાતે અગણિત મહિલાઓનાં જીવનને નિષ્ઠાપૂર્વક સમૃદ્ધ બનાવવા માટે તાકાતરૂપ સાબિત થયાં. સોનલબેનને યાદ કરવાથી જાણે આશીર્વાદ મળી ગયા હોય એવી ભાવના વ્યક્ત કરી જણાવ્યું કે કેવી રીતે સોનલબેનનાં વાક્યો એમના જીવનના અવિભાજ્ય અંગ બની તેઓને શક્તિ અને ક્ષમતા તરફ પ્રેરે છે.

**સોનલ મજુમદારનું ઘડતર-** સોનલબેનનો જન્મ એક સાહિત્ય-અંગતી - કલાની સર્જનાત્મક અભિવ્યક્તિવાળા કુટુંબમાં થયો હતો. પિતા શ્રી નીનુ મજુમદાર સુપ્રસિદ્ધ ગીતકાર-સંગીતકાર અને પ્રગતિશીલ અભિગમવાળા સર્જક હતા. સોનલબેનનાં માતુશ્રી વાંચનનાં શોખીન હતાં. તેમનાં અપરમાતા કૌમુદીબેન બનારસ ઘરાણનાં શાસ્ત્રીય સંગીતમાં તાલીમ પામેલ સુવિખ્યાત ગાયિકા હતાં. સોનલબેનનાં મોટા બેન રાજુલબેન સુગમસંગીત અને લોકગીતો માટે ભારત અને વિદેશના ગુજરાતીઓમાં ખ્યાતિ પામેલ ગાયિકા હતાં. નાની બેન મીનળ પટેલ નાટક અને ફિલ્મક્ષેત્રે સફળ અભિનેત્રી છે. તેમના ભાઈ ઉદય મજુમદાર પણ ગાયક અને સંગીત નિર્દેશક તરીકે ખ્યાતનામ છે. તેમના પિત્રાઈ ભાઈ ઉત્કર્ષ મજુમદાર નાટ્યક્ષેત્રે સફળ અભિનેતા અને દિગ્દર્શક છે. સોનલબેન સાથે આ બધાંનો ઘનિષ્ઠ નાતો હોવાથી સોનલબેનનાં સામાજિક કાર્યો માટે તેમનાં કુટુંબીજનો પોતાનાં કલા-કસબને કામે લગાડતાં. ઘરના વાતાવરણમાં સાહિત્ય-સંગીત-કલા, જ્ઞાન-વિજ્ઞાન-તત્ત્વજ્ઞાન અને સાંપ્રત સમાજ સાથે એને મૂલવવાની દૃષ્ટિ, સોનલબેનમાં શાળાના દિવસો દરમિયાન જ આવી ગયેલી. પીઢ ગાંધીવાદી વજુભાઈ પટેલ અને તેમનાં પત્ની લીલાબેનનો સોનલબેનના ઘડતરમાં અમૂલ્ય ફાળો રહેલો. નાની ઉંમરમાં માને ગુમાવનાર સોનલબેન માટે વજુભાઈ-લીલાબેનનાં વાત્સલ્ય અને સિદ્ધાંતવાદી અને સાદગીભર્યા જીવને

એક આદર્શ પૂરો પાડ્યો. બુનિયાદી તાલીમનો અનુભવ લઈને સોનલબેને પોતાની સર્જનાત્મક દૃષ્ટિનો ઉપયોગ કરી નારીવાદી વિચારધારાને સ્થાનિક વાસ્તવિકતાને અનુરૂપ ઢાળી અને શિક્ષણ થકી નારીગરિમાને ઉજાગર કરી.

**સાહિત્ય-સંગીત-કલા-કૌશલ્યનો સદુપયોગ-** સોનલબેન પોતાના ઉચ્ચ સ્નાતકનો અભ્યાસ કરી બે પદવીઓ હાંસિલ કરેલી. એમ.એ. સાહિત્ય અને એમ.એ. સૌંદર્યશાસ્ત્ર. તેમનામાં વિશ્વભરના સંગીતના પ્રવાહો, લોકકલાની ખાસિયત, સાંસ્કૃતિક વારસાની ઝીણવટભરી દૃષ્ટિ અને લોકોના દિલ-દિમાગને પહોંચવાની કોઠાસૂઝને લઈને સોનલબેન સાંસ્કૃતિક વિકાસો ઊભા કરી સમાજના કચડાયેલા, દબાયેલા, શોષિત-શાષિત વર્ગોમાંથી આવતી બેનોનો હાથ ઝાલી તેમનો આત્મવિશ્વાસ વધારી ગરિમાપૂર્ણ જીવન જીવવાને કટિબદ્ધ કરી શક્યાં. ૧૯૭૭ પછી દેશમાં સામાજિક આંદોલનોને મોટો જુવાળ આવ્યો જેમાં દલિતો, આદિવાસીઓ, શ્રમિકો, મહિલાઓએ પોતાના હક્કોની લડાઈ આદરી ત્યારે સોનલબેને કાર્યકર્તાઓને ગીતો-વાર્તાઓ-નાટકો-લેખો-પુસ્તકો પૂરાં પાડ્યાં. જૂનાં દેશભક્તિનાં ગીતો, સમાજ પરિવર્તનને વરેલ ક્રાંતિકારી ગીતોની ધૂન પર ૧૯૮૦ના દાયકાને અનુરૂપ ગીતો બનાવ્યાં. મને પણ તેઓ ખૂબ ઉત્સાહિત કરતા અને ધૂન આપીને કહે, 'ચલ આ ધૂન પર શબ્દો લખી નાખ.' ૧૯૮૦માં સોનલબેને મને ગીતકાર બનાવી દીધી. હે જી રે... અમે પરિવારની ઝંઝટથી, રૂઢિઓના બંધનથી, પરતંત્રી માનસને ફેંકીને આવ્યાં... અમે નારીદમન મટાડી, નારીશોષણ ભગાડી, પતિઓની મારધાડ બંધ કરવા આવ્યાં...' મુંબઈની સ્થાનિક ટ્રેનમાં ભજન મંડળી દ્વારા ગવાતાં લોકગીતોની ધૂન પર બનાવેલ આ ગીત દેશભરમાં પ્રચલિત થઈ ગયું. સોનલબેન, મેં અને મીનળબેને સાથે મળી ઘણાં બધાં કિશોરી ગીતો લખ્યાં. 'નાની દીકરી માને પૂછે' નામનો ગરબો મેં લખ્યો તો સોનલબેને 'વામા'ની કેસેટમાં સુંદર ધૂનમાં કૌમુદીબેન મુનશી પાસે ગવડાવ્યો જેના સંગીત નિર્દેશક ઉદય મજુમદાર હતા.

પ્રગતિશીલ સામાજિક ચળવળોનો સાથ- સોનલબેન સાથે મારી સર્વપ્રથમ ઓળખાણ અક્ષયકુમાર દેસાઈ (જાણીતા સમાજશાસ્ત્રી) અને ડો. નીરાબેન દેસાઈ, નારી અભ્યાસના જનનીના સ્નેહીજન તરીકે થઈ. પહેલી જ મુલાકાતમાં અમારી દોસ્તી થઈ તે છેક સુધી ઘનિષ્ઠતાથી જળવાઈ રહી. સોનલબેનનું વાંચન ગહન અને વિશાળ હોવાથી એમની દલીલશક્તિ, વાક્છટા અને નાટ્યાત્મક રીતે વાત કહેવાની છટા મનને સ્પર્શી ગયા. જ્યારે મેં તેમને

કહ્યું કે 'વડોદરાથી મુંબઈ આવી છું. વડોદરામાં હું વિદ્યાર્થીસંગઠન અને કાપડસૂતરની મિલોના કામદારોના ટ્રેડયુનિયન સાથે કામ કરતી હતી.' સોનલબેન ખૂબ રાજી થયાં અને મને એમના પિતાજીએ લખેલ ક્રાંતિકારી ગીતો સંભળાવ્યાં. ભારતમાં ૧૯૭૫થી ૧૯૭૭ના ૧૮ મહિના 'કટોકટીનો કાળ' હતો જેમાં રાજ્યનો દમનનો દોર જમીન સાથે જોડાયેલ સંઘર્ષશીલ કાર્યકર્તાઓ પર વરસતો. એ કાળમાં ઘણા બધા નૂતન વામપંથી કાર્યકર્તાઓ સોનલબેનના ઘરમાં આશ્રય લેતા. ૧૯૭૭માં લોકશાહીની પુર્નસ્થાપના થતાં ઘણાં બધાં નવાં સંગઠનો ઊભર્યાં. અમે નારીવાદી સંગઠન બનાવ્યું તો તેની મિટિંગ માટે સોનલબેને તેમના ઘરમાં મળવાની વ્યવસ્થા કરી આપી. મરાઠાવાડા યુનિર્વસિટીનું નામાંતર કરી, ૧૯૭૮માં બાળાસાહેબ આંબેડકર મરાઠાવાડા વિદ્યાપીઠ જાહેર કરાઈ ત્યારે ફાટી નીકળેલ જાતિવાદી હુલ્લડોએ દલિત વસ્તીઓને ઉજાડી નાખી. તે વખતે અને 'નારીવાદી નેટવર્ક'ના પ્રતિનિધિ તરીકે પદયાત્રા આદરી મરાઠવાડાના ૪૮ ગામોના દલિતો માટે રાહતકાર્ય કર્યું. અમારા મુખપત્ર પર સોનલબેન-હિંમાશુભાઈના ઘરનું સરનામું હોવાથી પોલિસ એમની પાસે પૂછતાછ માટે જતી, તો પણ અમને કદી તેઓએ કાઢી મૂક્યાં નહીં.

**નારીવાદી ચેતનાનો આર્વિભાવ-** વાંચનની દૃષ્ટિએ સોનલબેન તેમના કોલેજકાળથી જ નારીવાદી ચિંતકો- સીમોન દી બુવાર, બેટી ફ્રેડન, ગ્લોરિયા સ્ટાઈનેમ, કેટ મિલ્લેટ, જર્મેન ગ્રીયરનાં પુસ્તકો અને દલીલોથી વાકેફ હતાં. જ્યારે સોનલબેનના ઘરમાંથી અમે નારીવાદી મુખપત્ર હિંદી અને અંગ્રેજીમાં પ્રકાશિત કરવા લાગ્યા ત્યારે મારે અને સોનલબેનને મહિલાઓને લગતી તે વખતની સમસ્યાઓ પર લાંબી ચર્ચા થતી. તેમાં દહેજની સતામણી, કટોકટી કાળમાં ૫૦૦૦ મહિલા કાર્યકર્તાઓને મીસા હેઠળ જેલમાં બંધ કરી તેમના પર ત્રાસ ગુજારવા અંગે ચર્ચા, કઈ રીતે પોલિસ બળાત્કાર રૂપી હથિયારનો ઉપયોગ કરી સમુદાયની નૈતિક શક્તિ તોડી કાઢે છે, દલિત-આદિવાસી-લઘુમતિ પર દંગા-હુલ્લડોના થતા અત્યાચારમાં બહેનોની સ્થિતિ કેવી કફોડી થઈ જાય છે, માનવતસ્કરી, બાળલગ્નની બનતી ઘટનાઓના અમારા સક્રિય કાર્યને સાંભળી સોનલબેન ધીરે ધીરે અમારાં કામને સાથ આપવા માંડ્યાં. ૧૯૮૦માં મથુરા નામની આદિવાસી બાળા પર બે ગણવેશધારી પોલિસોએ પોલિસ સ્ટેશનમાં જ આખા ગામના લોકોના લાચાર રુદન છતાં એમના પર આખી રાત બળાત્કાર કર્યો એની સામે સૌથી પહેલો વિરોધ અમે કર્યો. પહેલી મિટિંગમાં સોનલબેન પણ આવ્યાં અને



અમે અમારા સંયુક્ત પ્રયાસને બળાત્કાર વિરોધી મંચ એવું નામ આપ્યું, જેનું ૧૯૮૦માં નારી અત્યાચાર વિરોધી મંચમાં રૂપાંતર થયું. સોનલબેને આ મંચ માટે ગીતો-નાટકો-સૂત્રો અને સાંસ્કૃતિક કાર્યની જવાબદારી ઉપાડી લીધી. ૧૯૮૨માં હિંસાથી પીડિત બેનોને સંસ્થાકીય ટેકો આપતા નારીકેન્દ્રની સ્થાપના પણ સોનલબેનના ઘરમાંથી જ થઈ. હિંમાશુભાઈએ પણ આ માટે પૂર્ણ સાથ આપ્યો. નારીવાદી આંદોલનમાં 'યા હોમ' કરીને ઝંપલાવ્યું. ૧૯૮૦થી સોનલબેન નારીવાદી આંદોલનનાં મહત્ત્વનાં કાર્યકર્તા રહ્યાં. તેમની અઠવાડિક કટારમાં નારીઆંદોલનનાં બધાં જ અભિયાનોને વાચા આપતાં. 'ઘટના અને અર્થઘટન-સ્ત્રીની દૃષ્ટિ' એ નામે તેમના કટારલેખોમાં સાંપ્રત સમાજની ઘટનાઓનું નારીવાદી મૂલ્યાંકન દ્વારા એક મોટું નારીદળ તેમના સંપર્કમાં આવ્યું. ૧૯૮૨થી ૧૯૮૪ સુધી નારીકેન્દ્ર તેમના ઘરમાંથી પ્રવૃત્તિ કરતું તેથી માર ખાધેલી, જાતીય સતામણીનો ભોગ બનેલી, કાર્યક્ષેત્રમાં અન્યાયની સામે લડતી, માધ્યમોમાં મહિલા નિરૂપણની વિકૃતિ, સ્ત્રીવિરોધી કાયદાઓ સામેની લડાઈમાં સોનલબેન મોખરે રહ્યાં. દૂરદર્શનના મહિલામંડળ કાર્યક્રમ હોય કે વર્તમાનપત્રો- સામયિકો માટે મુલાકાત હોય, આકાશવાણીના

કાર્યક્રમો હોય કે જાહેર સભાઓ હોય, મોરચાની આગેવાની કરવાની હોય કે મેળાવડાઓમાં સમૂહગીતો ગાવાનાં હોય, પત્રિકા લખવાની હોય કે રમખાણગ્રસ્ત વિસ્તારોમાં રાહતનાં કામ કરવાનાં હોય, સોનલબેનને મળો તો તરત જ જોડાઈ જાય. ૧૯૮૨ના કાપડસૂતર કામદારોની ૧૮ મહિનાની ઐતિહાસિક હળતાલ પડી ત્યારે તેમનાં કુટુંબીજનોને સહાય કરવા અને કામદાર પરિવારો માટે સામુદાયિક રસોઈ કરી ભોજનની વ્યવસ્થા કરતી વખતે સોનલબેન મોટા પ્રમાણમાં ફંડ ફાળો ઉઘરાવી લાવ્યાં. ૧૯૮૪માં ભિવંડીનાં રમખાણો થયાં ત્યારે રાહતકામ માટે કપડાં, રેશન, દવાઓ ભેગાં કરી આપ્યાં. ૧૯૮૬માં વાચા સ્ટડીસર્કલ-અભ્યાસ વર્તુળ સોનલબેને પોતાના ઘરમાં ચાલુ કર્યું. અહીં નારીવાદી લખાણોની ગંભીર ચર્ચા કરવા માટે ૭૦થી વધારે બહેનો મહિનાના ચોથા શનિવારે મળતી. ડો. નીરાબેન દેસાઈ, સોનલબેન, મારા સંપાદન મંડળ દ્વારા અમે ૧૦ વર્ષ સુધી 'નારીમુક્તિ' નામનું ત્રૈમાસિક પ્રકાશિત કરી ગુજરાતમાં નારી સંગઠનોને જોડ્યાં.

સાંસ્કૃતિક વિકલ્પોનું સર્જન-સોનલબેન માનતાં કે જે કામ સો ભાષણો ન કરી શકે તે એક સાંસ્કૃતિક કાર્યક્રમ કરી શકે. માટે તેઓએ 'સરખી સહેલી' નામની કેસેટમાં નારીવાદી ગીતોને ખૂબ સુંદર લયમાં જાણીતી ગાયિકાઓને લઈને રેકોર્ડ કરાવ્યાં. ઇતિહાસમાં નારીના યોગદાનને અદશ્ય કરી દેવાયું છે એ વાતને રજૂ કરવા સોનલબેને મને નૃત્યનાટિકા લખવા પ્રોત્સાહિત કરી. આની માટે સોનલબેન મને લય આપતાં અને હું કાવ્યો-ગીતો લખતી. 'નારી ઇતિહાસની શોધમાં' નામની નૃત્યનાટિકાના ૧૦૦થી ઉપર પ્રયોગો થયા. મીનળબેન, સોનલબેન, હું, ફ્લેવિયા, ઓડિલ, સંધ્યા ગોખલે, અયનિકા શાહ, ડો. કામાક્ષી ભાટે ઇત્યાદિ ખૂબ વ્યસ્ત એવાં કાર્યકરોએ શરૂઆતના ૨૫ પ્રયોગોમાં ભાગ લીધો. ત્યાર પછી પણ સોનલબેન કોલેજની છોકરીઓને આ નૃત્યનાટિકા માટે તૈયારીઓ કરાવતાં. ૧૯૯૨માં મુંબઈમાં રમખાણો બાદ સોનલબેને કિશોરીઓની સાથે વસતીઓમાં કામ આદર્યું. સાથે સાથે અનેક કિશોરી ગીતો-પોસ્ટરો-સૂત્રો બનાવતાં અને સમૂહગીતો ગાતાં. વાચાનાં સમૂહગીતો આખા દેશમાં સુપ્રસિદ્ધ થયાં. સર્વ પ્રથમ કિશોરીઓની સમસ્યાઓને વાચા આપવાનું કામ ભારતમાં સોનલબેન થકી શરૂ થયું એની નોંધ સરકારે પણ લીધી અને રાજ્ય સરકારની તાલીમ-શિબિરોમાં વાચાને અગ્રિમ સ્થાન અપાયું. દસ્તાવેજી ફિલ્મ બનાવનારા, કલાક્ષેત્રના માંધાતાઓ પણ સોનલબેનનાં કામને દાદ આપતા થયા. વાચા દ્વારા કોઈ પણ સેમિનાર, મેળાવડો, કાર્યશાળા, શિબિર, સંમેલન

હોય એમાં સોનલબેનના માર્ગદર્શન હેઠળ તૈયાર થયેલ સાંસ્કૃતિક વિકલ્પો હોય જ. આજે વાચા પાસે ગીતો, નાટકો, પોસ્ટરો, પુસ્તકો, શોધનિબંધનો જે અમૂલ્ય ખજાનો છે તેમાં સોનલબેનની દૃષ્ટિ અને બૌદ્ધિક પ્રેરણા પૂરી પાડવાની આવડતનું મોટું યોગદાન છે.

**વાચા સંસ્થાનો ઉદ્‌ભવ અને વિકાસ-** ૧૯૭૫-૧૯૮૫નો કાળ સંયુક્ત રાષ્ટ્રસંઘે આંતરરાષ્ટ્રીય મહિલા દશક તરીકે જાહેર કરેલો. એ દાયકામાં ઘણાં બધાં વિચાર મંથનો થયાં અને નારી અભ્યાસ કેન્દ્રો વિશ્વ વિદ્યાલયોમાં તૈયાર થવા માંડ્યાં. પણ તેમાં પુસ્તકિયા જ્ઞાન સિવાય કાંઈ વધારે ન હોવાથી, સોનલબેને વાચા અભ્યાસવર્તુળના માધ્યમથી નવજાગરણનાં બીજ વાવ્યાં. એક બાજુ સાહિત્ય ક્ષેત્રે ઈલા આરબ મહેતા, વર્ષા અડાલજા, કુન્દનિકા કાપડિયાએ નારીવાદી સંવેદના સાથે નવલકથાઓ લખી. તેને લઈને પણ સ્ત્રી પ્રશ્નો પર ગંભીર વિચાર કરતો શિક્ષિત સ્ત્રીઓનો વર્ગ ઊભો થયો હતો. ૧૯૯૦માં સોનલબેન વાચાને સંસ્થાકીય રૂપ આપી ટ્રસ્ટ રજિસ્ટર કર્યું. પોતાના બાળપણના કપરા દિવસોને યાદ કરી નક્કી કર્યું કે જો આપણે કિશોરીઓને મજબૂત બનાવીશું તો તેમનું ભવિષ્ય ગરિમાયુક્ત બનશે. આથી મુંબઈની ૨૫ વસતિઓમાં કિશોરીઓને ભણાવવા, વ્યક્તિત્વ વિકાસની શિબિરો લેવા, કાયદાના હક્કોથી માહિતગાર કરવા, સ્ત્રી-વિરોધી હિંસાનો મુકાબલો કરવા કટિબદ્ધ બનાવવા, પોતાની વસતીની નળ-પાણી-સંડાસ-શિક્ષણ-સ્વાસ્થ્ય જેવી સમસ્યાઓ પર કામ કરવા કિશોરીઓને તૈયાર કરવાની સાથે સાથે ધાર્મિક-સુસંવાદિતા માટે પણ તૈયાર કરી. આજે ૧૮ મહિનાના કોરોનાકાળમાં પણ આ કિશોરીઓ વ્યવસ્થિત રીતે નિસહાય કુટુંબોને રેશનકિટ, સેનીટરી પેડ, સલાહ સૂચના, મારહાણથી રક્ષણ અને સ્માર્ટ ફોન થકી શિક્ષણનું કામ કરી રહી છે. સોનલબેન પોતાના છેલ્લા શ્વાસ સુધી વસતિમાં વાચાની પ્રતિનિધિ કિશોરીના સંપર્કમાં રહેલાં. નિયમિત રૂપે ફોન, લેખિત રિપોર્ટ, ઝૂમ પર મિટિંગો કરી તેમની મુસીબતો હલ કરવાનો માર્ગ કાઢતાં અને કિશોરીઓનાં કામને બિરદાવતાં, તેમની બહાદૂરીની પ્રશંસા કરતાં.

**નારી અભ્યાસ સાથે જોડાણ-** સોનલબેને દેશના નારી અભ્યાસ સંગઠનની સ્થાપના વખતે પણ સાથ આપ્યો. 'ગોવર્ધનરામની કૃતિઓમાં નારી-નિરૂપણ' અને 'ગુજરાતી સામયિકોમાં નારીની છબી' જેવા શોધનિબંધો થકી સોનલબેન નારી અભ્યાસનાં વર્તુળોમાં પણ જાણીતાં થયાં. સુપ્રસિદ્ધ અઠવાડિક, Economic & Political Weeklyના મહિલા વિશેષાંકમાં સોનલબેનના આ બંને

દળદાર અભ્યાસો અંગ્રેજીમાં છપાયા અને 'અર્થાત્' ત્રૈમાસિકમાં ગુજરાતીમાં છપાયા ત્યારે સોનલબેનની પૃથ્થકરણાત્મક શક્તિને નારી અભ્યાસ ક્ષેત્રે માનથી જોવામાં આવી અને ઘણાં બધાં આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય સંમેલનોમાં તેમને આમંત્રણ મળવા લાગ્યાં. પુસ્તકિયા પંડિતોના આત્માને ઝંઝોડવાનું કામ પણ સોનલબેન ખૂબ અસરકારક રીતે કરી તેમને પણ વાચાના કામમાં જોડતાં ગયાં. સોનલબેનની મિત્રો બનાવવાની તાકાત, સંસ્થાકીય વિકાસની આગવી સૂઝ અને મુસીબત વખતે હાજર રહી મદદ પૂરી પાડવાની તત્પરતાને લઈને આબાલવૃદ્ધમાં તેઓ આદર અને સ્નેહ પામ્યાં. સોનલબેનનાં કામની કદર કરી છેલ્લાં ૨૫ વર્ષમાં તેમના નાણાંકીય મદદ કરતી સંસ્થા Friedrich Ebert Stiftung (FES) સંસ્થાએ ૮.૩.૨૦૨૧ના સોનલબેનને 'વૈશ્વિક લિંગભાવી આદર્શમૂર્તિ' Global Gender Iconનું બિરુદ આપ્યું. આ વખતે જ્યોતિ પુનવાની નામનાં પીઠ પત્રકાર દ્વારા સોનલબેનનાં જીવન અને કવન પર કંડારાયેલ પુસ્તિકાનું પણ લોકાર્પણ કરવામાં આવ્યું. કાર્ટૂન-પુસ્તક હોવાને લઈને આ પ્રકાશન ખૂબ જ સુપ્રસિદ્ધ થયું છે અને સોશ્યલ મિડિયા પર તેને સહેલાઈથી મફતમાં પ્રાપ્ત કરી શકાય છે. સોનલબેને કોરોનાકાળમાં યામિનીબેન પટેલને 'વાણી' સંસ્થા બનાવવા માટે પણ સાથ આપ્યો. બહુમુખી પ્રતિભા અને સફળતાની ચરમસીમા સોનલબેનનાં બહુવિધ યોગદાનોને યાદ કરીએ તો સમજાય છે કે તેઓની શક્તિ સામાજિક ન્યાય, લિંગભાવી ન્યાય, આર્થિક ન્યાયને વરેલી હતી. હજારો કિશોરીઓ અને મહિલાઓનાં જીવન માટે એમણે પોતાનાં હૃદયનાં અને ઘરનાં દ્વાર ખુલ્લાં મૂકી દીધાં હતાં. તેમને પોતાના પતિનો પણ પૂરતો સાથ મળ્યો એટલે સોનલબેનની પ્રવૃત્તિઓને અભૂતપૂર્વ વેગ મળ્યો. આજે સોનલબેન ભવિષ્યની પેઢી માટે અમૂલ્ય જીવનપાથેય મૂકતાં ગયાં છે. સોનલબેન વાચાની તાલીમબદ્ધ બેનોના સ્વરૂપે 'લીલી વાડી' મૂકીને ગયાં છે એમ કહી શકાય. સોનલબેનનો ગુરુમંત્ર, 'બેટી હૂં મૈં બેટી મૈં તારા બનૂંગી, તારા બનૂંગી મૈં સહારા બનૂંગી' એ તો જાણે કિશોરીઓનું રાષ્ટ્રગીત બની ગયું છે. એ જ ગીતમાં, 'ગગન પર ચમકે ચંદા, મૈં ધરતી પર ચમકૂંગી' આ જ વાતને સાચી ઠરાવતાં, સોનલબેન આજે આકાશમાં તારા રૂપે ચમકી રહ્યાં છે અને કિશોરીઓ ધરતી પર ચમકવા કટિબદ્ધ થઈ જીવનનાં દરેક ક્ષેત્રમાં આગળ આવી રહી છે. સોનલબેન હંમેશાં કહેતાં, 'દીકરીઓને ખીલવા દો.' સોનલબેનનાં કાર્યને સૌથી અનુરૂપ શ્રદ્ધાંજલિ એ જ હોઈ શકે કે આપણે બેન- દીકરીઓના આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક, શૈક્ષણિક વિકાસને વેગવંતો બનાવીએ.

❑❑❑



(રાધેશ્યામ શર્મા : જ. ૫-૧-૧૯૩૬, અવ. ૯-૯-૨૦૨૧)

# નિત્ય લેખક અને સદૈવ ચાહક મિત્ર રાધેશ્યામ શર્મા – હવે સ્મૃતિશેષ

☐ રમણ સોની

**બ**ને કે તમે એક પણ વાર એમના ઘરે ન ગયા હો, પણ એમનું સરનામું - ૨૫, ભુલાભાઈ પાર્ક, ગીતામંદિર રોડ... તો તમને મોઢે થઈ ગયું હોય! કેમ કે એક વાર પણ જો એમની સાથે તમારો પત્ર-વ્યવહાર ચાલુ થયો તો પછી એમની અસ્ખલિત પત્રધારાનું વહાલ તમારા પર વરસ્યા કરે. તમે પ્રત્યુત્તર-પ્રમાદી ન હોવ, તમે પણ ચીવટવાળા ને નિયમિત હોવ, પણ રાધેશ્યામ તો તમને સપ્રેમ હંફાવી દેવાના...

અને એમનો કોઈ પણ પત્ર ઠાવકો કે શુષ્ક ન હોય, જરીક વાગ્મિતાવાળી સ્નેહની છાલકો ઉડાડતો હોય - સંબોધનથી તે છેવટ સુધી. 'પ્રિયાતિપ્રિય સન્મિત્ર,' 'પ્રિયેશ્વર સુહૃદ' અને લિખિતંગ 'તમારો નિત્યચાહક' અને 'સદૈવ ચાહક' - એની વચ્ચે એમનું ઉષ્માભર્યું પ્રીતિસૌહાર્દ વહેતું અનેકવાર અનુભવ્યું છે. પત્રમાં ખબરઅંતર પુછાયાં હોય કે

કોઈ મહત્ત્વની ચર્ચા થઈ હોય - બધું એક સંવાદી લય-સૂરમાં સંભળાતું રહે એવી શૈલી એમની. હસ્તાક્ષરો અને પત્રલેખન સાવ વિરલ થઈ ગયાં છે એવા દિવસોમાં પણ રાધેશ્યામે 'રાઈટર્સ ક્રેમ્પ'થી કંપતા હાથે છતાં ઉમળકાના વેગથી પત્રલેખન કર્યું. એક અદ્વિતીય પત્રલેખક...

હવે, એમના જવાથી હસ્તાક્ષર-પત્રલેખન-પરંપરા જાણે અટકીને ઊભી છે - 'નિરાલંબા સરસ્વતી...'

*

ઉત્તમ સર્જક ને ખ્યાત વિવેચક થયેલા રાધેશ્યામ શર્મા સાહિત્યના અધ્યાપક થયા હોત? પ્રજ્ઞા ને સજ્જતા તો હતાં જ, પણ 'કીર્તનાચાર્ય' તરીકે જાણીતા થયેલા પિતા સીતારામ શર્માનું અણધાર્યું અવસાન થતાં એમ.એ.ના બીજા વર્ષની પરીક્ષા એમણે ન આપી - અવસાદે અને કોઈ ઊંડા વિતરાગભાવે એમણે એ કારકિર્દીમાંથી મન પાછું ખેંચી લીધું.



રાધેશ્યામ સાથે આચાર્ય રજનીશ

એ પછીનાં છ-સાત વર્ષ એમણે પિતાની પરંપરામાં સ-કીર્તન ભાગવતકથા કરી, બહોળા સમુદાયની સામે. કોઈએ પ્રસન્નતાથી એમને 'કીર્તનભાસ્કર'નું બિરુદ આપ્યું, એવી એમની કથા-કીર્તન-શૈલી હશે જ...

પછી 'સંદેશ', 'ગુજરાત સમાચાર' વગેરેમાં પત્રકારી વ્યવસાયી લેખન શરૂ કર્યું - નિર્વાહ-ઉપાર્જન માટે, પણ પત્રકારધર્મથી ને લેખન-સજ્જતાથી. એ દરમિયાન એક વાર, 'આચાર્ય રજનીશ જાતે જ એક તૂત છે' એવો વિદ્રોહ-સંચારવાળો લેખ કર્યો. પછી મુલાકાત થતાં રજનીશજીને એમની તેજસ્વિતા સ્પર્શી ગઈ, સંપર્ક વધ્યો, પ્રવાસો કર્યા, કેટલાંક વર્ષ 'રજનીશદર્શન' સામયિકનું સંપાદન કર્યું, પણ પ્રભાવ હેઠળ આવીને રાધેશ્યામ કંઠી-બદ્ધ તો ન જ બન્યા - સ્વ-તંત્ર પત્રકાર, સંપાદક ને લેખક રહ્યા. 'ધર્મસંદેશ'નું, 'ધર્મલોક'નું ઘણાં વર્ષો લગી સૂઝપૂર્વક ને શ્રમપૂર્વક સંપાદન કર્યું. એ પૂર્વે, 'યુવક' જેવા સાહિત્ય-સ્પર્શવાળા સામયિકના સંપાદનમાં પણ સંકળાયેલા.

એમનું એક અત્યંત લાક્ષણિક, વિવાદાસ્પદ છતાં આકર્ષક સંપાદન તે 'રંગતરંગ' અને 'સમભાવ' માટે એમણે કરેલું લેખકો સાથેની પ્રશ્નોત્તરીવાળું 'સાક્ષરનો સાક્ષાત્કાર.' સર્વપ્રિય રાધેશ્યામે લેખકોને લોક-પ્રિય તંતુ સાથે જોડ્યા. એ લેખમાળા ગ્રંથસ્થ થઈ ત્યારે ૨૦ ગ્રંથોમાં

૭૫૦થી વધુ લેખકો પ્રકાશવર્તુળમાં આવી ગયા!

*

કોઈ વિરલ ક્ષણે એમને વિલક્ષણ અને વિચક્ષણ અધ્યાત્મમાર્ગી દાદા ભગવાનનો સંપર્ક થયો ને રાધેશ્યામની ચેતના અંતર્મુખી થઈને એ દિશામાં વળી. વિચારનું એક આર્દ્ર સ્વરૂપ પ્રગટ્યું ને એમણે દાદા ભગવાનના સામયિક 'અક્રમ વિજ્ઞાન'નું સળંગ ૪૬ વર્ષ સુધી સંપાદન કર્યું. છેક હમણાં, એપ્રિલ ૨૦૨૧માં એમણે એમાંથી સ્વૈચ્છિક નિવૃત્તિ લીધી.

પરંતુ રાધેશ્યામની ચેતના કેવળ પત્રકારત્વમાં કે પછી વિચાર-ચિંતન-અધ્યાત્મમાં સીમિત રહે એમ ન હતું. નિષ્ઠાથી ને કર્મઠતાથી એ સર્વ ક્ષેત્રોમાં પ્રદાન કર્યું એ ખરું, પણ રાધેશ્યામનો જીવ કળાધર્મી, ને કળામરમી. પોતે સરસ ગાતા - ને સાથે ઠાઠથી પગપેટી વગાડતા! એમનો રસ શાસ્ત્રીય સંગીતમાં, ને વિશેષે ફિલ્મ-સંગીતમાં પ્રસર્યો. ફિલ્મી ગીતોના સાહિત્ય-સ્પર્શવાળા રસાસ્વાદો લખ્યા. અરે, સિનેમાકળા વિશે પણ જાણકારી કેળવી, ને લેખો કર્યા. ખ્યાત સંગીત-નિર્દેશક નૌશાદના સંપર્કમાં આવ્યા - ને પત્રલેખન - મશહૂર રાધેશ્યામજીનો નૌશાદજી સાથે ઠીકઠીક સમય પત્ર - વ્યવહાર ચાલ્યો.

(રાધે)શ્યામે 'કિયે ઠામ મોહિની ન દીઠી?'

વિસ્મય-જિજ્ઞાસા-ચકિત એમની



રાધેશ્યામ સાથે નૌશાદ

નજર બધે ફરી વળી. અને ચાહક તો કેવા! - એકલપેટા નહીં, સર્વચાહક. એકવાર, સત્યજિત રાયની ફિલ્મ 'ચારુલતા' આવેલી અમદાવાદમાં, ત્યારે, એની ઘણી ટિકિટો એક સામટી ખરીદી લઈને લેખકમિત્રોને મોકલાવી - ફિલ્મનો સહ-આસ્વાદ લીધો. વિત્ત-સંપન્નતા તો નહોતી, પણ એમની રુચિ-સંપન્નતા આવી ઊંચી ને સર્વાશ્લેષી...

*

બધે ચૈતન્ય-રસનો પ્રસાર કરતા રહેલા રાધેશ્યામની મૂળ સરવાણી તો સાહિત્યની. એમના અભ્યાસકાળે જ ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાની આબોહવા પ્રસરતી હતી એટલે ગુજરાતી-સંસ્કૃત ઉપરાંત યુરપીય સાહિત્યના પરિશીલનથી એ તરબતર હતા. કુટુંબદત્ત કથાકીર્તનમાંથી બહાર

25,
Bhulabhai Park,
Gita Mandir Road,
Ahmedabad (Guj. India)
380 022.

૨૩/૧૦/૧૮-

પ્રિયેશ્વર સુહૃદ રજુભાઈ, સુશ્રી શારદાબહેન... વન્દન



તમારો પત્ર 'પૂનમોત્તર' મળ્યા છતાં 'ગુજરાતી લેખન પદ્ધતિ' પ્રકાશ પ્રસરી શક્યો!

આ 'શિક્ષક-પ્રયાસ' એવો છે કે વ્યાકરણીય વિદ્વત્તામાં સુસ્થ તમે પરીક્ષા લો તો નપાસ થાઉં, ખરેખર

આવતાં જ એ આસ્વાદ-પરિશીલનના સંસ્કારો ઉપર તરી આવ્યા. પત્રકારી લેખનની સમાન્તરે જ કવિતા-વાર્તા-નવલકથાના લેખનની દિશા ખૂલી. પહેલું કાવ્યપુસ્તક 'આંસુ અને ચાંદરણું', પહેલી નવલકથા 'ફેરો', ને પહેલો વાર્તાસંગ્રહ 'બિચારાં' ૧૯૬૮-૬૯માં એક સાથે પ્રકાશિત થયાં. એમનો એક કાવ્યસંગ્રહ તો અંગ્રેજી કાવ્યોનો છે - Negativity of Eternity (૧૯૭૪) - અને એની બે આવૃત્તિઓ થયેલી.

મજાની વાત તો એ છે કે એમના કથા-કીર્તનમાં જે મધુર પ્રાસાદિકતા હતી અને એમનાં પત્રકારી લખાણોમાં જે પ્રાસાદિક ઓજસ્વીતા હતી એનાથી ફંટાઈને એમની આ સર્જન-કૃતિઓ વ્યક્તિનિષ્ઠ કલ્પન-પ્રતીકની ઊંડી સઘનતામાં જઈને ઠરે છે ને જનસામાન્યની રુચિથી ઘણે દૂર નીકળી જાય છે. આધુનિક ગુજરાતી સર્જકોમાં રાધેશ્યામ પોતાની આગવી મુદ્રાથી પોંખાયા છે. 'ફેરો' આધુનિકકાલીન સાહિત્યની એક સક્ષમ લઘુ-નવલકથા પુરવાર થઈ છે. ઉમાશંકર જોશીએ એની પ્રસ્તાવના લખીને એનાં મર્મ-રહસ્યો ચીંધી બતાવેલાં છે.

પરંતુ રાધેશ્યામભાઈની સુદીર્ઘ લેખનયાત્રાની સૌથી મહત્ત્વની ને રોમાંચક વાત એ છે કે એમની આખરી ને મુખ્ય લેખક-મુદ્રા સાહિત્ય-વિવેચકની છે! કવિતા-વાર્તા-નવલકથાનાં દસેક પુસ્તકો આપનાર આ લેખકે વિવેચનમાં વીસ જેટલાં પુસ્તકો આપ્યાં. બીજું સુખદ આશ્ચર્ય એ છે કે, એમનો સ્મૃતિકોષ પ્રબુદ્ધ વિદેશી ચિંતકો-સાહિત્યવિચારકોથી સભર હતો ને એમના વિવેચન લેખોમાં એ મનીષીઓનાં અવતરણો અવારનવાર ઝબકતાં રહ્યાં છે, પણ રાધેશ્યામે સૈદ્ધાન્તિક વિવેચન ન લખ્યું - જાણે કે એક સંકલ્પપૂર્વક એ, ૧૯૭૦ આસપાસથી અરધી સદી સુધી એકધારી રીતે, ગુજરાતીમાં પ્રગટ થતાં જતાં અનેકવિધ સાહિત્ય-પુસ્તકોની આસ્વાદલક્ષી ને મૂલ્યદર્શી સમીક્ષાઓ જ કરતા રહ્યા. કદાચ આટલા અતંદ્ર

સાતત્યથી ગ્રંથ-વિવેચન બીજા કોઈ વિવેચકે કર્યું નથી. ઉમાશંકરે જે કહેલું કે, 'વિવેચકનું મુખ્ય કાર્ય તે તો પ્રત્યક્ષ વિવેચનનું' એ રાધેશ્યામે ચરિતાર્થ કર્યું છે. એમણે નહીં નહીં તો યે ૫૦૦ જેટલાં સાહિત્ય-પુસ્તકો વિશે લખ્યું ને વળી વાર્તા-કવિતાની ૨૦૦ જેટલી કૃતિઓના આસ્વાદ-પરિચયો લખ્યા. એમના છેલ્લા પુસ્તકનું નામ છે - 'રચનાને રસ્તે ૧૦૧ કાવ્યાસ્વાદો.'

રાધેશ્યામની એક મહત્ત્વની લાક્ષણિકતા એ કે તે સર્વસમભાવી વિવેચક છે - સરેરાશ સર્જન ઉપર પણ એ વરસી પડે, તો વળી કોઈ ઉત્તમ કવિની મહત્ત્વની ચૂક પણ એમની નજર પકડી પાડે. જેવા એ સર્વગ્રાહી, એવા જ મર્મગ્રાહી! અને રાધેશ્યામ સમીક્ષાને શુષ્ક થવા દેતા નથી હોતા - ક્યારેક શૈલીછટા પણ દાખવે છે!

એમના વિવેચનને જોવા-મૂલવવા તો સ્વતંત્ર લેખ જ કરવો પડે.

વિવિધ પુરસ્કારો ઉપરાંત પ્રતિષ્ઠિત 'રણજિતરામ સુવર્ણચંદ્રક' (૨૦૦૪) મેળવનાર રાધેશ્યામ જાહેર સમારંભો ને મેળાવડાઓમાં ભાગ્યે જ ગયા- છેલ્લાં ઘણાં વર્ષોથી તો બિલકુલ ન ગયા. બસ, પોતાની અભ્યાસ-ગુફામાં, શયનસ્થાનને જ લેખન-સ્થાન પણ બનાવીને, એક સાતત્યથી નિરંતર લખતા રહ્યા. એ અર્થમાં પણ એ વિદ્યાનિષ્ઠ તપસ્વી સરખા હતા.

*

બને કે એકવાર તો તમે એમને મળવા વિચાર્યું હોય. તમારે મળવું હોય, પણ એ ઘરે હશે? ચાન્સ જ લેવાના. કેમ કે પહેલેથી જ ફોન કરીને જવાનો તો રસ્તો જ બંધ - રાધેશ્યામ ફોન જ ન રાખે - વર્ષોથી એ માટે વિખ્યાત! પણ મળો એટલે તમે એમની પ્રસન્નતાની, ઉમળકાની, સત્કારની છાલકોની વચ્ચે આવી ગયા હોવ. પહેલી વાર જઈએ કે પચાસમી વાર ગયા હોઈએ, અરે ગાઢ મિત્રસંબંધ બંધાયેલો હોય, તો પણ એમનું અપ્રતિમ આતિથ્ય એવું જ ફ્રેશ હોય, અજંપ અને વહાલસોયું હોય. મોટાં જેસ્ચર્સવાળો મુખર દેખાડો ન હોય, પણ એમનો સહજ પ્રેમપારાવાર તમને પ્લાવિત કરી દે. એ ઓછા ઓછા થઈ જાય! ને એ જ ઉમળકાથી વાતે ચડે. સુષમ પ્રસન્નતા એવી કે એ આત્મરતિ કરી બેસે તો પણ એ ખૂંચે નહીં, શેખી જેવી લાગે જ નહીં. વળી, વરિષ્ઠ અને સમવયસ્કને તો બરાબર, નાનેરાને, નવલેખકને પણ એમનો એવો જ આતિથ્ય-અર્ઘ્ય મળે. જતી વખતે નીચે સુધી મૂકવા આવે - તમારા વાહન સુધી કે રિક્ષા સુધી. છૂટા પડ્યા પછી પેલા નવલેખકને વળીવળીને અચરજ થાય - 'અરે, આ વિવેચકવર્ય રાધેશ્યામ શર્મા! કેટલા મોટા લેખક ને છતાં કેવા ભાર વિનાના, સરળ ને સ્નેહાળ મિત્ર!'

❑❑❑



# વિભા દેસાઈ સાથે એક સંવાદ

☐ આરાધના ભટ્ટ

*જેમનું ગાયન સાંભળીને બે પેઢી ઊછરી છે અને હજુ એમનો કંઠ અકબંધ છે એવાં સુખ્યાત ગાયિકા વિભા દેસાઈ એટલે ગળથૂથીમાંથી મળેલા સંગીતના સંસ્કાર અને પછી અર્થશાસ્ત્ર અને આંકડાશાસ્ત્રનો અભ્યાસ કરીને મેળવેલી યુનિવર્સિટીની પદવી. ગાયનમાં એમને મળેલા સંસ્કારને એમણે શાસ્ત્રીય સંગીતની તાલિમ લઈને વધુ ઓપ આપ્યો અને પછી ગુજરાતી સંગીતના અગ્રિમ સ્વરકાર અને ગાયક રાસબિહારી દેસાઈ સાથેના એમના સાયુજ્યએ ગુજરાતી સંગીતના ભાવકોને એક એવું સ્વરયુગલ આપ્યું જેણે આપણી ભાષાના કાવ્યસંગીતમાં એક અનોખો ચીલો ચાતર્યો. ૧૯૬૧થી વિભા દેસાઈ આકાશવાણીનાં અને ત્યાર પછી દૂરદર્શનનાં માન્ય કલાકાર રહ્યાં અને અમેરિકા, યુનાઈટેડ કિંગડમ જેવા વિદેશોમાં અને ભારતભરમાં એમણે સેંકડો કાર્યક્રમોમાં સંગીત રજૂ કર્યું. એમની મોટા ભાગની કારકિર્દી એવા સમયમાં પસાર થઈ જે કાળમાં ટેક્નોલોજીનાં આજનાં સાધનો ઉપલબ્ધ*

*નહોતાં અને ન હતા કલાજગતના સંખ્યાબંધ એવોર્ડ. ૧૯૬૧માં વિભાબહેન આકાશવાણીની અખિલ ભારતીય સંગીત પ્રતિયોગિતામાં વિજેતા જાહેર થયાં હતાં અને એ જ વર્ષમાં મહારાણી એલિઝાબેથની ભારત મુલાકાત સમયે એમને મહારાણી અને પંડિત જવાહરલાલ નહેરુ સમક્ષ એમની કલા પ્રસ્તુત કરવાનું નિમંત્રણ મળ્યું હતું. ૧૯૭૯માં ગુજરાતી ચિત્રપટ 'કાશીનો દીકરો'ના પાર્શ્વગાયન માટે એમને ગુજરાત સરકારે સન્માનિત કર્યાં હતાં. એમની સાથેનો આ સંવાદ સંગીત પ્રત્યેની એમની સમર્પિતતા અને રાસભાઈ સાથેના એમના સહજીવનનો અંતરંગ પરિચય કરાવશે.*

*પ્રશ્ન: વિભાબેન, સંગીત આપને વારસામાં મળ્યું. આપના બાળપણ વિષે અને સંગીતમાં આપનો પ્રવેશ કેવી રીતે થયો એ વિષે અમને સૌપ્રથમ વાત કરશો?*

આમ તો જીવનમાં સંગીતના તાણાવાણા વણાવાની ઘટના એટલી બધી સૂક્ષ્મ હોય છે કે ક્યાં, ક્યારે અને કેવી રીતે એ ઘટે એ કહેવું મુશ્કેલ હોય છે. મારા કિસ્સામાં તો મને વારસામાં જ સંગીત મળ્યું હતું. એટલે એમ કહી શકાય કે જન્મથી જ સંગીતમાં પ્રવેશ થઈ ગયો હતો. મારા પિતાજી ખૂબ સરસ ગાતા. એમના એક વડીલ મિત્ર હતા, શ્રી નરેન્દ્રભાઈ શુક્લ, જેઓ આગ્રા ઘરાનાના ગાયક અને મ્યુઝિકોલોજિસ્ટ હતા. એમના ઘેર રોજ રાત્રે શાસ્ત્રીય સંગીતની બેઠકો થાય. એમાં જાણીતા ઉસ્તાદો ગાય. મારા પિતાશ્રી પણ એમાં ગાતા. સંજોગો અનુસાર એમને બહાર ગાવાનું બહુ ન થયું. પણ નાનપણથી અમને બધાં ભાઈ-બહેનોને ગીતો શિખવાડીને હરીફાઈઓમાં ભાગ લેવડાવતા. એ અમને ખૂબ પ્રોત્સાહન આપતા અને ઘરમાં સંગીતનું વાતાવરણ ખૂબ હતું. છઠ્ઠા ધોરણથી હું અમદાવાદની જાણીતી સી.એન. વિદ્યાવિહારમાં હતી. એના આચાર્ય ઝીણાભાઈ દેસાઈ 'સ્નેહરશ્મિ' હતા. એ વખતે અમારી સ્કૂલમાં એવી પ્રથા હતી કે એક ઉદ્યોગ રાખવાનો, એમાં મેં સંગીત રાખેલું. અને ત્યાં અમારા શાસ્ત્રીય સંગીતના શિક્ષક શ્રી વસંતરાવ તેંદુલકર પાસે છેક અગિયારમા ધોરણ સુધી મને તાલીમ મળી. એટલે સંગીતનો સત્સંગ સ્કૂલમાં પણ ચાલુ રહ્યો. પછી કોલેજમાં પણ સ્પર્ધાઓ અને યુવક મહોત્સવોમાં ભાગ લીધો અને મને પહેલો-બીજો નંબર મળતો. ૧૯૬૧માં, એટલેકે ૧૭ વર્ષની વયે આકાશવાણી દ્વારા યોજાયેલી અખિલ ભારતીય સંગીતસ્પર્ધામાં ભાગ લેવા ગુજરાતમાંથી હું પસંદ થઈ અને મેં દિલ્હીમાં પર્ફોર્મ કર્યું. ત્યાં પણ રાષ્ટ્રીય

સ્તરે હું પસંદ થઈ અને ભારતના તત્કાલીન ઉપરાષ્ટ્રપતિ ડો. સર્વપલ્લી રાધાકૃષ્ણનના હસ્તે મને પારિતોષિક મળ્યું. ત્યાર પછી આકાશવાણી પર ગાવાનું શરૂ થયું. આ થઈ મારી સંગીતયાત્રાના પહેલા તબક્કાની વાત. પણ મારા મત પ્રમાણે બીજો અને વધુ મહત્ત્વનો તબક્કો ૧૯૬૩થી શરૂ થયો.

*પ્ર.: ૧૯૬૩થી શરૂ થયેલો એ બીજો તબક્કો એટલે કદાચ રાસભાઈ સાથેનો પ્રથમ પરિચય અને ત્યાર પછીનો સમયગાળો હશે. એટલે સંગીત તમને રાસભાઈ સુધી લઈ ગયું? તો એ પ્રથમ મિલન અને ત્યાર પછીના સંગીતમય સાયુજ્યની વાત કરો.*

ઉ.: ૧૯૬૩માં ભારતીય વિદ્યાભવન મુંબઈ તરફથી યોજાયેલા અખિલ ગુજરાત સુગમ સંગીત સંમેલનમાં યુવા અને ઊગતા કલાકાર તરીકે રજૂઆત કરવાનું મને આમંત્રણ મળ્યું. એમાં મેં સુરેશ દલાલનું લખેલું અને ક્ષેમુ દિવેટિયાનું સંગીતબદ્ધ કરેલું ગીત 'નજર્યુંના કાંટાની ભૂલ' ગાયેલું. એ ગીત પર મને વન્સ-મોર મળ્યો હતો. શ્રોતાઓથી હકડેઠઠ ભરેલા એ હોલમાં મારું કદાચ એ પહેલું પબ્લિક પર્ફોર્મન્સ હતું. આ વાત હું રાસભાઈને મળી એ પહેલાંની છે. અને મારા સદનસીબે તે દિવસે એ વખતના એચ.એમ.વી. મ્યુઝિકના ઇન-ચાર્જ શ્રી દુબે હોલમાં હાજર હતા. પ્રોગ્રામ પૂરો થયા પછી એમણે સ્ટેજ પર આવીને મને કહ્યું કે આ ગીત અમે કાલે રેકોર્ડ કરીએ છીએ. એ રીતે એ ગીત એચ.એમ.વી.ના સ્ટુડિયોમાં રેકોર્ડ થયું. એટલે બીજા તબક્કાનો આ એક મહત્ત્વનો પડાવ. અને રાસભાઈ સાથેનો પરિચય પણ એ જ પ્રોગ્રામ દરમ્યાન મને થયો. એમણે એ કાર્યક્રમમાં ક્ષેમુભાઈનું સ્વરાંકન 'આજ મૈં તો મધરાતે સાંભળ્યો મોર' રજૂ કર્યું. મને એમ લાગે છે કે મારું એમના તરફનું ખેંચાણ એ માત્ર સંગીત માટે જ નહોતું પણ એમના સરળ અને સુચારુ વ્યક્તિત્વ માટે પણ હતું. આ પરિચય પછી તો પરિણયમાં પરિણમ્યો અને ૧૯૬૪માં અમે સંગીતના તાંતણે બંધાયાં. આમ ગણીએ તો અમારા બંનેની પ્રકૃતિ સાવ જ જુદી, અને વયમાં પણ ઘણો ફેર. મારા ૧૯મા વર્ષે લગ્ન થયાં એટલે એકદમ કોરી પાટી હતી. એમાં સંગીતના અને સાથે વ્યવહારજીવનના અક્ષર પણ રાસભાઈએ જ પાડ્યા એમ કહું તો જરાય અતિશયોક્તિ નથી. મા-બાપના સંસ્કાર તો ખરા જ પણ સંગીતનું એકદમ સખત બોન્ડ હતું અમારું. લગ્ન પછીના વ્યવહારજીવનમાં પણ મને એમનો ખૂબ સહકાર અને ટેકો મળ્યો, અને અમારું સાયુજ્ય સફળ બનાવવામાં એ ખૂબ મોટો ભાગ ભજવી ગયું.

*પ્ર.: સંગીતમય સહજીવન ઉપરાંત આપે એક ઇન્કમટેક્સ ઓફિસર તરીકે*

*સરસ કારકિર્દી પણ વિકસાવી, જેના થકી આપના સ્વતંત્ર અસ્તિત્વની એક ઓળખ પણ બની. એટલે વ્યવસાય, કુટુંબજીવન અને કળાની સાધના, આ બધું એકીસાથે કેવી રીતે થયું?*

ઉ.: આમાં પણ મને લાગે છે કે રાસભાઈ ઉપરાંત અમારા કુટુંબના બીજા સભ્યોનો બહુ મોટો ફાળો. રાસભાઈના પિતા પણ બહુ જ સારા ગાયક, અને બુલંદ અવાજના સ્વામી. એમના જમાનામાં એ પાટણના મેઘાણી કહેવાતા. એ વીસનગરના અને એ વખતે એ પાટણમાં ચીફ ઓફિસર હતા. એમનો પણ ખૂબ સહકાર અને પ્રોત્સાહન હતું. હા, એ ખરું કે ઘરની ફરજો ઉપરાંત જીવનના બે અગત્યનાં ક્ષેત્રોમાં નોકરીમાં હું ઇન્સ્પેકટર તરીકે પ્રવેશી અને એડિશનલ કમિશ્નર તરીકે નિવૃત્ત થઈ- એટલે એ યાત્રા, અને સંગીતની યાત્રા, એ બંને મારે માટે તો યાત્રા જ હતી, એમાં કોઈ સંઘર્ષ નહોતો. હા, મહેનત ખૂબ જ હતી અને ક્યારેક ક્યારેક મથામણ પણ હતી. પણ મને લાગે છે કે મારું કામ એ મારી શક્તિ હતી અને મારું સંગીત એ મારી ભક્તિ હતી. એ બંને માટે મને એટલો બધો લગાવ હતો કે એને માટે મેં જે મહેનત કરી એ મને ક્યારેય આકરી નથી લાગી. આ બધાની વચ્ચે થાક લાગતો નહોતો એમ તો કેમ કહેવાય? પણ માનસિક થાક તો કદીય વરતાયો નથી, શારીરિક કદાચ થોડોઘણો લાગતો હોય.

*પ્ર.: વિભાબેન, આપની અને રાસભાઈની ગાયનની સંયુક્ત કારકિર્દીમાં 'શ્રુતિ ગાયકવૃંદ' એક મહત્ત્વનો પડાવ રહ્યો છે. શ્રુતિ વૃંદની સ્થાપનની ભૂમિકા વિષે અમને કંઈક કહો અને એની અંગત પ્રાપ્તિ, એનું આપના કલાકાર તરીકેના વિકાસમાં શું સ્થાન છે, એ કહો. ગાયનના અનેક પ્રયોગો દ્વારા શ્રુતિ ગાયકવૃંદનું ગુજરાતી સંગીતને ઘણું મોટું પ્રદાન છે.*

ઉ.: એ એક એવી સંસ્થા, એક એવું વૃંદ હતું જેણે ગુજરાતમાં અને ગુજરાતની બહાર ગુજરાતી સંગીતને ગૂંજતું કર્યું. શ્રુતિ ખરેખર તો બિન-ધંધાદારી પણ નિવડેલા અને સમર્પિત કલાકારોની સંસ્થા હતી. ૧૯૬૧ના વર્ષમાં કેટલાક જાણીતા, ઓછા જાણીતા અને બિલકુલ નહીં જાણીતા એવા સંગીતમિત્રો એક વાર મળ્યા. ગુજરાત સરકાર તરફથી સ્વાતંત્ર્ય દિનની ઉજવણી નિમિત્તે કેટલાંક અનુરૂપ ગીતો તૈયાર કરીને સાથે મળીને બધાએ રજૂ કર્યાં. એ પછી બધાને વિચાર આવ્યો કે સાથે મળીને ગાવામાં તો ખૂબ મજા આવી. તો આપણે નિયમિત રીતે સાથે મળીને ગાઈએ તો કેવું? બસ, આ એક વિચાર, એક તણખો હતો જેમાંથી શ્રુતિનો જન્મ થયો. પછી અઠવાડિયામાં બે વખત ગુરુવારે અને રવિવારે અમે સૌ મળતા અને સાથે ગાવાનો આનંદ

લેતા. શરૂઆતના સભ્યોમાં જણાવું તો ગૌરાંગભાઈ વ્યાસ, સુરેશ જાની, રાસભાઈ, હર્ષદા અને જનાર્દન રાવળ, પુનિતા કંથારિયા, હંસાબેન દવે, મૃદુલાબેન પરીખ, જયશ્રીબેન, રાગિણી વોરા વગેરે સભ્યો હતાં. પછી તો જેમજેમ બીજા મિત્રોને ખબર પડી કે અહીં તો સંગીતની ધૂણી ધખે છે તો એ બધા પણ જોડાયા. ક્ષેમુભાઈ અને સુધાબેન દિવેટિયા પણ એનાથી આકર્ષાયાં. મારા ૧૯૬૪માં લગ્ન થયાં પછી હું જોડાઈ. શરૂઆતમાં તો આપણા દિગ્ગજ કલાકાર પુરુષોત્તમભાઈ પણ મુંબઈથી અમદાવાદ આવ્યા હોય તો શ્રુતિની આ સાપ્તાહિક બેઠકોમાં આવીને સંગીતનો આનંદ વહેંચતા. શ્રુતિનાં ચાળીસ વર્ષના કાર્યકાળ દરમ્યાન મુખ્ય ઝોક તો વૃંદગાન પર જ રહ્યો. પછી જેમજેમ સંસ્થા જાણીતી થતી ગઈ તેમતેમ લોકો અમને પ્રોગ્રામ માટે બોલાવતા થયા. પછી કાર્યક્રમોની માગ પ્રમાણે અમે એમાં સોલો અને યુગલગાન પણ રજૂ કરતાં. ગુરુ-રવિનાં મિલનોમાં એટલી બધી મજા આવે, ગૌરાંગભાઈની આંગળીઓ હાર્મોનિયમ પર ફરતી હોય ત્યારે એક એવો માહોલ સર્જાતો અને એવું થતું કે છૂટા જ પડવું નથી. એ રીતે શ્રુતિના કલાકારોનું એક કુટુંબ જ બની ગયું હતું. ગૌરાંગભાઈએ અને ક્ષેમુભાઈએ વૃંદગાનના નવા નવા પ્રયોગો કરીને અમારી પાસે રજૂ કરાવ્યા. આ સ્વરાંકનોની ખાસિયત એ હતી કે પશ્ચિમી કોર્ડ્ઝ આધારિત સ્વરગૂંથણીથી હટીને એમાં ભારતીય શાસ્ત્રીય અને લોકસંગીત પર અથવા બંનેના મિશ્રણ પર આધારિત સ્વરગૂંથણી રહેતી અને ખાસ કરીને એમાં ભારતીયતા અને ગુજરાતીતા વધારે ઝલકતી. આ પ્રકારની વૃંદગાનની પ્રવૃત્તિનો પાયો ગુજરાતમાં નાખવાનું શ્રેય શ્રુતિના ફાળે જ જાય છે, એમ કહેવું પડે. મારી જાણ પ્રમાણે ભારતમાં એ સમયે વૃંદગાનની પ્રવૃત્તિ મુંબઈમાં આપણા જાણીતા સંગીતકાર સલિલ ચૌધરીએ 'બોમ્બે યુથ ક્વાયર'ના નામથી શરૂ કરેલી. અને એ જ પ્રમાણે કલકત્તામાં શ્રીમતી રુમા ગુહા ઠાકુર્તા, જે કિશોરકુમારનાં પહેલાં પત્ની હતાં, એમણે ૧૯૫૮માં 'કલકત્તા યુથ ક્વાયર' સ્થાપેલું. આપણાં સ્વરકિન્નરી આશા ભોંસલેજીનો એક પ્રસંગ ટાંકવો મને ગમશે. એક વખત તેઓ અમદાવાદ આવેલાં અને અમે એમને શ્રુતિના સાપ્તાહિક મિલનમાં આમંત્રણ આપ્યું હતું. અમે બધાએ એક વૃંદગાન રજૂ કર્યું અને એમણે આંખો બંધ કરીને એ આખું ગીત સાંભળ્યું. ગીત પૂરું થયું ત્યારે અમે સૌએ જોયું કે એમની આંખમાંથી આંસુ વહેતાં હતાં. પછી એમણે એટલું જ કહ્યું કે 'આપ લોગ સબ ઇકઠ્ઠા હોકર ઇતના સૂરમેં ગાતે હૈ, વોહી કાફી હૈ.' એ વખતે શ્રુતિના અમે ચોવીસ સભ્યો હતા. એટલે એમણે



જે કહ્યું તે એક એવોર્ડ મળ્યા બરાબર હતું. એક વખત મુંબઈમાં ભારતીય વિદ્યાભવનમાં શ્રુતિનો કાર્યક્રમ હતો. ત્યાં અમે અવિનાશભાઈ દ્વારા આપણાં બીજાં સ્વરકિન્નરી લતાજીને આમંત્રણ મોકલ્યું હતું. એમણે પહેલેથી કહ્યું હતું કે તેઓ આવશે પણ અડધો કલાક જ બેસશે. પણ અમે જોયું કે અમારા સદ્ભાગ્યે શ્રુતિના સંગીતે એમને આખો કાર્યક્રમ સુધી જકડી રાખ્યાં હતાં. આવા અનેક અનુભવો છે, પણ અહીં હું મારી જાતને રોકું છું. બીજી મહત્ત્વની વાત એ છે કે શ્રુતિનાં અનેક ગીતો આજે પણ એટલાં જ જીવંત છે અને અત્યારની યુવાપેઢી પણ એ ગીતો ગાય છે. શ્રુતિમાં અમારી આર્થિક અપેક્ષાઓ બહુ ઓછી હતી. જે ચાળીસ-બેતાળીસ વર્ષ એ ચાલ્યું એમાં અમારું બધાનું બહુ જ બિન-ધંધાદારી વલણ હતું. ચોવીસ-પચીસ કલાકારોને જ્યાં બોલાવે ત્યાં પહોંચવાનો ખર્ચ અને બાકી નામની નાનીશી રકમ મળે તો બહુ, એવો સિદ્ધાંત રાખ્યો હતો. પણ એક કડવું સત્ય કહું તો છેલ્લાં થોડાં વર્ષોમાં આ જે અવેતન પ્રવૃત્તિ ચાલતી હતી એમાં પછી ગાયકોની હાજરી ઓછી થવા માંડી. કારણકે પછી સૌને પોતપોતાની પ્રવૃત્તિ પર વધુ ધ્યાન આપવામાં રસ પડ્યો અને આમાં રસ ઓછો થવા માંડ્યો. ઘણા પ્રયત્નો કર્યા, પણ છેવટે તો શ્રુતિને વિરામ આપવો જ પડ્યો. પણ અમારા સંગીતનો વિકાસ પણ શ્રુતિ થકી જ થયો. શ્રુતિના કાર્યકાળ દરમ્યાન ગુજરાતમાં અને ભારતભરમાં લગભગ ત્રણસો જેટલા કાર્યક્રમો થયા. સમૂહમાં ગાવાથી સંગીત ઉપરાંત બીજું પણ ઘણું શીખવા મળ્યું. બીજા ગાયકોના અવાજ સાથે આપણા અવાજને કેવી રીતે એકસૂર કરવો, અવાજોનું વિલીનીકરણ કેવી રીતે કરવું એ મહત્ત્વની ટેક્નિક અમે શીખ્યાં. ખરેખર તો આ વાતને આપણે દરેકે સમજવાની અને જીવનમાં

ઉતારવાની જરૂર છે. રાસભાઈ હંમેશાં કહેતા કે સમૂહગાનમાં અથવા કોઈ પણ સામૂહિક પ્રવૃત્તિમાં પોતાના કેપિટલ આઈ ને ડોટવાળો આઈ બનાવવો પડે. વ્યક્તિગત રીતે કલાકાર ખૂબ સારું ગાતો હોય પણ સમૂહમાં ગાવું હોય ત્યારે પોતાની ખૂબીઓને, એટલે કે પોતાની આઇડેન્ટિટીને ભૂલીને અથવા બાજુમાં રાખીને, બીજાને અનુકૂળ થવું પડે, જે કરવું ખૂબ અઘરું છે. આ વાત આપણે શીખી જઈએ તો વ્યવહારજીવનમાં પણ ખૂબ ઉપયોગી બને, એમ મને લાગે છે.

*પ્ર.: આપે બહુ માર્મિક વાત કરી વિભાબેન. સામાન્ય રીતે એવું મનાય છે કે બે કલાકારો ક્યારેય ભેગા ન થઈ શકે. પણ શ્રુતિ વૃંદમાં તો પચીસેક કલાકારો નિયમિત રીતે મળતા અને સાથે ગાતા. એ સમયનું ગુજરાતી સંગીત- જગતનું વાતાવરણ કેવું હતું?*

ઉ.: હું આજથી પચાસેક વર્ષ પહેલાંની વાત કરું છું. એ સમયે ગુજરાતી કાવ્યસંગીતના હોલના કાર્યક્રમોનું ચલણ ઓછું હતું. નાની નાની પ્રાઇવેટ બેઠકો વધારે થતી. એમાં ગાયકો અને શ્રોતાઓ વચ્ચેની નિકટતાને કારણે શ્રોતાઓને સાંભળવાની અને ગાયકોને ગાવાની બહુ જ મજા આવતી. પછી ધીમેધીમે વધુ શ્રોતાઓ આમાં રસ લેવા માંડ્યા, આવા સંગીતનો વ્યાપ વધવા માંડ્યો. એને કારણે મોટા ઓડિટોરિયમમાં કાર્યક્રમો થવા માંડ્યા. ખરું કહીએ તો અમુક અપવાદોને બાદ કરતાં એ સમયના કલાકારોએ સંગીતને આજીવિકાનું સાધન બનાવ્યું હોય એવું ઓછું બનતું. પણ છેલ્લાં થોડાં વર્ષોમાં સંગીતકારોએ સંગીતને આજીવિકાનું સાધન બનાવ્યું હોય એવા ઘણા દાખલાઓ છે. એને કારણે કલાકારોમાં હરીફાઈનું તત્ત્વ પ્રવેશ્યું છે એવું ઘણીવાર આપણને લાગે. જોકે એને કારણે કલાકારોની સાંગીતિક સજ્જતા પણ વધી છે, એ પણ એટલું જ સાચું છે. પણ જેમ બધાં ક્ષેત્રે જમાના સાથે તાલ મેળવવો પડે એમ સંગીતમાં પણ કલાકારો સમય સાથે તાલ મેળવે એમાં ખોટું નથી.

*પ્ર.: સ્વરાંકનોની વાત કરીએ તો શ્રુતિનાં ઘણાં સ્વરાંકનો ગૌરાંગભાઈ અને ક્ષેમુભાઈનાં હતાં. રાસભાઈએ કરેલાં કેટલાંક ઉત્તમ સ્વરાંકનો આજે પણ એટલાં જ તાજાં છે. રાસભાઈની સ્વરાંકન પદ્ધતિ વિષે અમને કંઈક કહો. એમનું કોઈપણ સ્વરાંકન થાય તો એ સૌપ્રથમ સાંભળનાર અને ગાનાર આપ જ હશો. સંગીત ઉપરાંત એમનામાં સાહિત્યની પણ ઊંડી સૂઝ હતી, જે એમની કાવ્યોની પસંદગીમાં દેખાય છે.*

ઉ.: એ કોઈ ચોક્કસ પદ્ધતિથી સ્વરાંકન કરતા હોય એવું તો ન કહી શકાય, પણ સાહિત્યિક સત્ત્વવાળી કવિતાના આગ્રહી ખરા. સુરેશ દલાલનું 'કવિતા' સામયિક કાયમ મંગાવતા એની

સિવાય પણ પોતાને ગમી જાય એવી ગેય કવિતા વાંચે તો હંમેશાં ડાયરીમાં ટપકાવી લેવાની ટેવ હતી. ઘણા કવિઓ પણ એમને પોતાની રચનાઓ હાથે લખીને મોકલી આપતા. પણ તેઓ એવું ચોક્કસપણે માનતા કે સ્વરાંકન કરવાનું નક્કી કરીને હાર્મોનિયમ લઈને બેસવાથી સ્વરાંકન ન પણ થાય. કોઈકવાર આખી કવિતાનું સ્વરાંકન અનાયાસે એક જ બેઠકે થઈ જાય, એવું બને. એમનું પહેલું સ્વરાંકન સુરેશ દલાલનું લખેલું 'પરમ સુધામય પાવન, હું ઝંખું તવ સંગ સનાતન' એ એમણે કયા સંજોગોમાં કરેલું એ કહેવાનું મને ગમશે. એ વખતે એ યુનિવર્સિટીમાં એમએસ.સી.નો અભ્યાસ કરતા હતા અને હોસ્ટેલમાં રહેતા. એ વખતે એ સાઈકલ વાપરતા અને હોસ્ટેલમાંથી એક વખત એમનાં બહેનને ત્યાં જતા હતા એ સાઈકલની ઘંટડીનાં સ્વરને લઈને એમના મનમાં કંઈક સ્પાર્ક થયો અને સાઈકલ ચલાવતાં જ એ કાવ્યનું સ્વરાંકન થયું, એ ગીતનું મુખડું એમણે સાઈકલ ચલાવતાં કરેલું. પછી બીજા દિવસે એમના એક મિત્રને ત્યાં ગયા, એ મિત્રને ત્યાં પગ-પેટી હતી. તો ત્યાં જઈને એમણે બાકીનું સ્વરાંકન કર્યું. એ એવું કહેતા કે ક્યારેક હાર્મોનિયમ લઈને બે કલાક બેસી રહો તો પણ સ્વરો ન આવે એવું બની શકે. અને તમે સાચું કહ્યું કે જ્યારે પણ સ્વરાંકન થાય ત્યારે પહેલું તો મને જ સંભળાવતા. પણ ખૂબ ઓપન માઈન્ડેડ હતા, એટલે ક્યારેક મારી ક્ષમતા પ્રમાણે હું કોઈક ફેરફાર સૂચવું તો એનો અમલ પણ કરતા. એક વખત એવું થયું કે એક જ ગીતનાં બે સ્વરાંકન થઈ ગયાં. તો એમણે મને પૂછ્યું કે બેમાંથી મને કયું સારું લાગ્યું અને મેં જે કહ્યું તે એમણે ફાઈનલ કર્યું. આ બધા પ્રસંગો અત્યારે તમારી સાથે વાત કરતાં યાદ આવે છે. એ ગાયક અને સ્વરકાર તો ખરા જ પણ આમ ભૌતિકશાસ્ત્રના પ્રોફેસર હતા અને ઉત્તમ શિક્ષક પણ ખરા. એમણે ભારતીય વિદ્યાભવનની અમદાવાદ શાખાની ભવન્સ કોલેજમાં બેતાળીસ વર્ષ સુધી સતત સંગીતના વર્ગો ચલાવ્યા હતા. આજના ઘણા બધા જાણીતા કલાકારો એમના સંગીતવર્ગમાં જોડાયા હતા. એમાંના એક તે આપણા જાણીતા ગાયક-સ્વરકાર અને સાહિત્યના મરમી એવા અમર ભટ્ટ. એમણે રાસભાઈ વિષે એક લેખ લખેલો જેમાં એમણે રાસભાઈની શિક્ષક તરીકેની ખાસિયતો વર્ણવી એમને બિરદાવ્યા હતા.

*પ્ર.: સંગીતને એટલા બધાં સમર્પિત હોવા છતાં સંગીતને વ્યવસાય તરીકે આપ બંનેએ કેમ ન અપનાવ્યું?*

ઉ. : રાસભાઈની પ્રકૃતિ અને એમનો સંગીત પ્રત્યેનો અભિગમ સાવ જુદાં જ હતાં. અમે બંને પહેલેથી જ પોતપોતાના વ્યવસાયમાં ગૂંથાયેલાં હતાં.

**[અનુસંધાન પૃ. ૧૨૪]**

તસવીરઃ સૂની તારાપોરવાલા




# જગાલા પ્રેમ અર્પાવે

□ હોમી દસ્તુર

**બ**ચપણના એ દિવસોની યાદ આવે છે. જિંદગીની શરૂઆતનાં એ ૧૫ વર્ષ. આનંદ જ આનંદ. નરવો આનંદ. કોઈ ચિંતા નહિ, સંતાપ નહિ, ભય નહિ. ચાલાકી નહિ, વ્યૂહરચના નહિ, મહત્ત્વાકાંક્ષા નહિ. કોઈની અદેખાઈ નહિ, ટાંટિયાખેંચ નહિ. ભવિષ્ય માટેનો ફડફડાટ નહિ. કેરીઅર બનાવવી એટલે શું એની જાણ પણ નહિ. અમારે માટે વર્તમાન સિવાય બીજો કોઈ કાળ અસ્તિત્વ જ ન ધરાવે. બસ આનંદના પૂરમાં ડૂબકાં ખાધે રાખો. જ્યાં પ્રેમ રાજ કરે ત્યાં આનંદ જ આનંદ હોયને.

અને આનંદનાં પૂર દસે દિશાએથી આવે. ઘર, કુટુંબ, દોસ્તો, સાઈકલ, નવસારી નગરીના મહોલ્લાઓ, પૂર્ણા નદી, દૂધિયા તળાવ, લુણસીકોઈ મેદાન, સત્તાપીર દરગાહ, આશાપુરી મંદિર,

ટરોટાનું આતશબહેરામ, દિવાળી, ઈદ, નવરોઝ, નવરાત્રી જેવા તહેવારો, પર્શિયન અને અંગ્રેજી ભણાવતાં ભણાવતાં સૂફી સંતો અને ભગવાન રામકૃષ્ણની વાતો કહેતા અમારા ડોસાભાઈ દેસાઈ સાહેબ જેવા ટીચરો, ભમરડા, પતંગ, ખીલાદાવ, ગિલ્લીદંડા, ધાભાધૂભીથી લઈ વોલીબોલ, હોકી જેવી રમતો, કાંગા માસ્તરનો અખાડો, ટરોટા બજારમાં રાત્રે ભજવાતાં પારસી નાટકો, ફૈયાઝ ખાંસાહેબ અને ગંગુબાઈ હંગલ જેવા વિરાટ કલાકારોના કાર્યક્રમો ગોઠવતું બચુભાઈ શેઠજીનું સંગીત મંડળ... આ લિસ્ટ પૂરું થાય એમ નથી. આ યાદોને વાગોળું તો કદાચ પુસ્તક બની જાય.

આજે આપણા કમનસીબ દેશના હાલહવાલના અનુભવમાંથી આવતી યાતનાનાં ઊછળતાં મોજાંની થાપટો ખાતાં ખાતાં, નફરત, જૂઠાણાં, નિર્દયતા, હિંસા-હત્યા, ઘમંડ અને સત્તાલોલુપતાના માહોલમાં બચપણના એ દિવસોની યાદ મને ઘેરી વળે છે. ખાસ કરીને નાત, જાત, ધરમ વગેરેની વાડાબંધીથી ઉપર ઊઠી અમે બધા એકબીજાને પ્રેમ કરતાં કરતાં આનંદના પૂરમાં તરબોળ થતાં એની યાદો.

નાત-જાત-ધરમના તકાજા પ્રમાણે નવસારીમાં મહોલ્લાઓ અલગ અલગ. દા.ત. હું રહું એ દસ્તુરવાડ જેમાં પારસીઓ જ વસે. એની સમાંતર ડબગરવાડ ને ખાટકીવાડ, જ્યાં દરેક ઘર મુસલમાનનાં. થોડે દૂર ગોલવાડ, જ્યાંની વસ્તી સંપૂર્ણપણે ગોલાઓની. એ જ પ્રમાણે મેમનવાડા, દેસાઈવાડ, કુતારવાડ, કોળીવાડ વગેરે વગેરે.

બસ, નાત-જાતને આટલું જ કન્સેશન અપાતું. બાકી હૈયાં એક. કોઈ ભેદભાવ નહિ. કોઈ તનાવ નહિ. બધાં એકબીજાનાં સુખદુઃખમાં ભાગીદાર. તહેવારો સાથે મળીને ઊજવે. શાળાઓમાં એક સાથે ભણે. બધી રમતો સાથે મળીને રમે.

મને યાદ છે રમણ ભાવસાર. એના દોસ્ત કરીમ મિયાંના મકાનમાં આગ લાગી. રમણ દોડ્યો. દોસ્તના કુટુંબને બચાવવાના કામમાં લાગી ગયો. સખત દાઝી ગયો. ચાર દિવસ પછી દાબુ હોસ્પિટલમાં અલ્લાહને પ્યારો થઈ ગયો.

મને યાદ આવે છે ઠાકોર ગાંધી. જાતનો ઘાંચી. કરિયાણાની દુકાન. એવા સંજોગોના સપાટામાં ઝડપાયો કે દુકાન ને ઘર બન્ને એના હાથમાંથી સરી જવાનાં હતાં. એનો દોસ્ત ઈબ્રાહીમ એની મદદે દોડી આવ્યો. ઠાકોરનાં ઘર અને દુકાન બચી ગયાં. ઈબ્રાહીમે પોતાની પાસે જે હતું એ બધું જ ઠાકોરને આપી દીધેલું. પત્નીનાં ઘરેણાં સુધ્ધાં.

એકબીજાની છેડતી કરવામાં પારસીઓ ને ગોલાઓ નિષ્ણાત. એકબીજાને ઉતારી પાડતાં ગીતો બનાવે. પછી સાંજે સાથે બેસીને તાડી પીએ. ગોલાઓ ગોલવાડમાં આંગણાંમાં ખાટ

નાખી નસકોરાં બોલાવે. કોઈ વાર પારસી છોકરાઓ રાત્રે ખાટને ઊંચકી મહોલ્લાને છેવાડે આવેલા પોલીસ સ્ટેશનમાં મૂકી આવે. પોલીસ પણ સૂતા હોય. સવારે પારસીઓને ગાળો આપતા ખાટ ઊંચકી ઘરભેગા થાય. પાછા એ જ સાંજે છોકરાઓ ગિલ્લીદંડા રમવા અમારા મહોલ્લામાં આવે.

કેશુ દરજી. આતશબહેરામ પાસે જ એની દુકાન. માત્ર પારસીઓ જ એના ગ્રાહક. સદરા-લેંઘા-ડગલી... બધું જ કેશુ સીવે. રોજ કામ શરૂ કરવા પહેલાં એ આતશબહેરામ સામે ઊભો રહી નમસ્કાર કરે. અંદર તો જવાય નહિ. કોઈ પારસીને સુખડ આપી કહેઃ પાદશાહ સાહેબને ચઢાવી દેજો. રોજ ચાર આનાનું સુખડ ચઢાવે. મોડી સાંજે દુકાન બંધ કરી ફરી આતશબહેરામે નમન કરી ઘરે જાય. કોઈ પારસીને ઘરે લગ્ન-નવજોતનો પ્રસંગ હોય તો કેશુ તો હોય જ. સત્તાપીરની દરગાહ પર માથું ટેકવવા ઘણા હિંદુઓ-પારસીઓ જાય. આવાં અનેક દૃષ્ટાંતો.

સમગ્ર દક્ષિણ ગુજરાતમાં કહેવાતું કે સેવ-ખમણી તો વલ્લભ મીઠાની. આઈસ્ક્રીમ તો કોહલાજીનું. મીઠાઈ તો રેવાકાકીની. પેટિસ તો મામાની. સરકો-અચાર તો રૂસ્તમ કોહલાના. બટર, બિસ્કિટ તો ફકીરજી પરભિયાનાં.

પારસી ફકીરજીનાં છ બાળકો જન્મ્યાં પછી મહિનાઓમાં ગુજરી

ગયેલાં. એટલે એમણે માનતા માની કે મારું બાળક જીવી જાય તો હું મોહરમ પર દર વર્ષે એક તાજિયો અલ્લાહને ચઢાવીશ. અમારા સમયમાં તાજિયો શબ્દ જ ન હતો. એ તાબૂત કહેવાય. મોહરમના દિવસે નવસારીમાં ઉત્સાહનું મોજું ફરી વળે. ૧૮ તાબૂત નીકળે. એ જોવા મેદની ઊમટે. બધી કોમ માટે અતિ મહત્ત્વનો પ્રસંગ.

આતશ બહેરામનો જબરદસ્ત મોટો ઓટલો. તાબૂતોનું સરઘસ ત્યાંથી એક સાંકડી ગલીમાંથી પસાર થાય – વિસર્જન તરફ. આતશબહેરામના ઓટલા પર ગાયકવાડના સૂબા અથવા વહીવટકર્તા, મોટી મસ્જિદના મૌલવી સાહેબ, હિંદુ મંદિરના વડા પુરોહિત, પારસીઓના સર્વોચ્ચ વડા ધર્મગુરુ દસ્તુરજી ને બીજા ત્રણ-ચાર અગ્રગણ્ય નાગરિકો બેસે. તાબૂત નજીક આવે ત્યારે બધા ઊભા થાય અને નમીને નમસ્કાર કરે. પછી બીજું આવે ત્યારે એજ પ્રક્રિયા. ફકીરજીનું ૧૮મું ને છેલ્લું તાબૂત આવે ત્યારે લોકો તાલીઓ પાડે. વડીલો નારાજગી વ્યક્ત કરે કે આ ગંભીર પ્રસંગ છે, તાળીઓ ન પડાય. ફકીરજીનું સાતમું સંતાન જીવી ગયું. ફકીરજી ગુજર્યા ત્યાં સુધી આ સીલસીલો એમણે જાળવી રાખેલો.

વરસાદની મોસમ શરૂ થવા આવે ને એક મુસ્લિમ ફકીર મોડી સાંજે ફાનસ લઈને મોટે સાદે અલ્લાહની ઇબાદત કરતું ગાયન ગાતો ગાતો નીકળે. કોઈ પૈસા આપે તો હાથ જોડીને ના પાડે. પ્રાર્થનાનો સાર એ કે હે અલ્લાહ! રહેમ કર. પાણી મોકલ. વરસાદ ખેંચાઈ ગયો હોય ને ફકીર ન આવે તો લોકો એને બોલાવવા એના ઘરે જાય. વિશ્વાસ કે એ આવશે તો વરસાદજી પધારશે.

શેઠ અશિફ મિયાં. દર શુક્રવારે દૂબળા જાતિના ગરીબ મહોલ્લાઓમાં અનાજ અને ફળની લહાણી કરે. નાનામોટા ઝઘડા પતાવવા હિંદુઓ-પારસીઓ પણ એમની પાસે જાય.

મફતલાલ મિલના બિપિન શેઠ. નવસારીમાં અમારી પેઢીને ક્રિકેટ રમતાં એમણે કરેલી. હિંદુઓ, પારસીઓ અને સિંધથી આવેલા નિરાશ્રિત સિંધીઓની ટીમ ક્રિકેટ રમે. મુસ્લિમોની ટીમ નહિ. બિપિન શેઠે પોતાના ખર્ચે બેટ, બોલ, સ્ટમ્પ, કારપેટ લઈને મુસ્લિમ ટીમ ઊભી કરી.

આવા કોમી એકતા અને ભાઈચારાનાં અનેક દૃષ્ટાંતો, આજે એનું ભાન પડે છે. એ સમયે તો આ બધું સાવ સ્વાભાવિક. તંગદિલી કે વેરભાવ કે પૂર્વગ્રહો કે નફરત અસ્તિત્વ જ ન ધરાવે. આજે જ્યારે નફરત અને હિંસાનો માહોલ જાણીબૂઝીને પદ્ધતિસર ઊભો કરવામાં આવી રહ્યો છે, 'અમે' અને 'તમે'ની ભાવના ઉત્પન્ન કરે, જૂઠાણાં વડે એની આગમાં તેલ ઠલવાય છે, નાત, જાત ને મજહબના નામે એ આગમાં રાજકીય

રોટલા શેકાય છે ત્યારે દિલમાં વેદનાની શૂળ ઊપડે છે. હતાશ બની જવાય છે. થાય છે કે અરેરે! આપણે ક્યાંથી ક્યાં આવી પડ્યા.

આજે નફરત અને વેરઝેરની ભાવનાના પૂરમાં લોકો સ્વેચ્છાએ ઘસડાઈ રહ્યા છે. કોઈને નીચો દેખાડવામાં, એની ગરિમાનું ખંડન કરવામાં, એને ઘેરીને મારવામાં મજા પડે છે. તારા બાપના બાપના દાદાએ મારા બાપના બાપના બાપના દાદાને મારેલો એટલે હું તને મારું છું. પોતાના જ માનસમાં તમે ધિક્કાર, જૂઠાણાં, ઘમંડ, કૃત્રિમ ભય અને હિંસા ભરો તો તમારું જ માનસ ગંદું-ગંધાતું થાય છે એ જોવા-સમજવાની શક્તિ જ આપણે ખોઈ બેઠા છીએ.

અરે ભાઈ! તું ઇન્સાન છે, માનવ છે. તું ઇન્સાનિયતને, માનવતાને જ તારા દિલમાંથી હાંકી કાઢશે તો હેવાન ને દૈત્યની હરોળમાં તું તારી જાતને મૂકશે એટલું તો સમજ, મારા ભાઈ. તારા અંતરાત્માને પૂછ કે તારાં ધર્મનાં ફરમાનો તને શું શીખવે છે. સંતો, પયગંબરો શું ઉપદેશ આપી ગયા છે? રાજકારણીઓ, સત્તાધીશો પોતાની સ્વાર્થ-સાધના માટે જે નફરતની, અશાંતિની, આગ ફેલાવી રહ્યા છે એમાં તું શા માટે કૂદે છે? થોભ અને વિચાર કર - તું ઇન્સાન છે. શક્તિશાળી લોકોની કઠપૂતળી નહિ.

તારે સત્ય, પ્રેમ, કરુણા, નમ્રતા, નીડરતા, માનવતાનો રાહ પકડવો છે કે જૂઠાણાં, ધિક્કાર, ઘમંડ અને કાયરતાનો? તને શું લાગે છે? કયો માર્ગ સાચો છે? કયા રસ્તા ઉપર ચાલવાથી તને સુખ અને શાંતિ મળશે? સત્ય, પ્રેમ અને સંવેદના તો તારા માનવ હોવાની પહેચાન છે. પ્રેમ વગરનું હૈયું સેતાનનું ઘર છે.

સાને ગુરુજીની સુવિખ્યાત કવિતા છેઃ ''જગાલા પ્રેમ અર્પાવે.'' રમેશ ઓઝાએ એનું ગુજરાતી ભાષાંતર કરેલું. એ અહીં આપું છું :

''સાચો ધર્મ એ છે જે જગતને પ્રેમ કરતા શીખવાડે. સાચો ધાર્મિક એ છે જે આખા જગતને પ્રેમ કરે. સાચો ધર્મ એ છે જે પદદલિતનાં આંગણે જઈ તેનાં આંસુ લૂછે. સાચો ધર્મ એ છે કે જે સહૃદયી બનતાં શિખવાડે. સાચો ધર્મ એ છે કે જે હારેલા કે નાસીપાસ થયેલાને ધીરજ ધરતાં શિખવાડે.

''સાચો ધર્મ એ છે જે દુઃખીને સાંત્વન આપે. સાચો ધર્મ ક્યારેય કોઈને હેરાન કરવાની કે સતાવવાની શિખામણ ન આપે. સાચો ધર્મ એ શિખવાડશે કે આપણે બધાં પ્રભુનાં સંતાન છીએ, પ્રભુને એકસરખાં વહાલાં છીએ. કોઈ તુચ્છ નથી. જગતના દરેક ધર્મનો જો કોઈ સાર છે તો એ આ જ સાર છે. માટે જેને ધર્મ વહાલો હોય અને ઈશ્વર વહાલો હોય તેણે પ્રેમમય બનવું જોઈએ. જગાલા પ્રેમ અર્પાવે.''

❑❑❑



# સાંજ

☐ અજય સોની

**સાંજ**નું ઘટતું જતું અજવાળું ઝમી રહ્યું હતું. ધૂળિયા રસ્તા પર અવર-જવર કરતાં વાહનો સાંજ થતાં જ મુખ્ય રસ્તા બાજુ ફંટાઈ જતાં. બપોર ઢળ્યા

પછી શેરીનો રંગ બદલાઈ જતો. સાંજ ઢળી પડતી અને રોજની જેમ બન્ને સ્ત્રીઓ ઘરના ઓટલે આવીને બેસી જતી. ક્યાંકથી આવી ચડેલું ચકલીનું ટોળું એમના ઘર સામેની આંબલીમાં ભરાઈને કલબલાટ કરતું હતું. બે કૂતરાં ધૂળમાં આળોટતાં હતાં. પાસેના ઘરમાં એકલા રહેતા કાકા રોજની જેમ સગડી પેટાવવા મથી રહ્યા હતા. પાસે નાનકડી તપેલીમાં ખીચડી પડી હતી. કાચા કોલસામાંથી નીકળતા તણખા ઘડીક હવામાં ઝબકીને ખોવાઈ જતા હતા. ક્યાંકથી કૂકરની સીટીનો અવાજ આવ્યો અને કાકાના હાથ અટકી ગયા. એમની આંખમાં થીજી ગયેલી સાંજની છાયા જોઈને બન્ને સ્ત્રીની નજર આંબલી બાજુ ફંટાઈ.

બન્નેની નજરમાં શારી નાખતી સ્થિરતા હતી. આંખ સામેના દૃશ્યને થીજવી નાખવું હોય એમ જોયા કરતી હતી. કોઈ અજાણ્યું શેરીમાં દાખલ થાય તો તરત એમનું ધ્યાન ખેંચાતું. બાકી શેરીમાંથી બહાર જનાર તરફ જોવાનીયે જાણે ફુરસદ ન હોય. સાંજ પડે એટલે સ્ત્રીઓ ઓટલે આવીને બેસી જાય. વરસોનો એજ ક્રમ. સાંજને ઊતરતી, ઢળતી, ઝૂકી જતી, ઢળી પડતી, વિસ્તરતી, સંકોચાતી જોઈ રહે. આંબલીનાં પાંદ કાળાં પડી જાય ત્યાં સુધી બંને સ્ત્રીઓ એ તરફ જોયા કરે. ચકલીનું ટોળું આકાશ ખોલીને, રાત ઉઘાડીને આંબલીમાં ભરાઈ કલબલાટ કરતું ફરી ક્યાંક ઊડી જાય. નાનું સરખું ન પરખાય એવું સ્મિત આવવું હોય તો આવે, બાકી બન્ને સ્ત્રીઓનો ચહેરો એ જાણે પાષાણમૂર્તિ હોય.

પગથિયા જેવા ઓટલા પર નીચેના ભાગમાં વૃદ્ધ સ્ત્રી અને સહેજ ઉપર યુવાન સ્ત્રી એકબીજાથી ચોક્કસ અંતર રાખીને બેસતી. ભૂલથીયે સ્પર્શ થઈ જાય તો જાણે પાપ વેઠ્યું હોય તેમ હાથ-પગ સંકોચાઈ જતા. યુવાન સ્ત્રીના વાળમાં હજુ કાળાશ બચી હતી તેના કારણે બીજી સ્ત્રી કરતાં એ ઓછી વૃદ્ધ દેખાતી હતી.

બે ઓરડાવાળું ઘર અને નાનકડું આંગણું. મોટી શેરીમાં આખો દિવસ જીવ ચોંટેલો રહે. કોઈ અજાણ્યું આવ્યું છે કે કેમ? એ જોવા સ્ત્રીઓની નજર હંમેશાં એ તરફ લંબાયેલી રહેતી. યુવાન સ્ત્રી રસોઈ કરતી હોય તોય રસોડાની બારીમાંથી આંખો ફેરવ્યા કરે. અવાજ કરતું ઝડપથી કોઈ ફટફટિયું પસાર થઈ જાય ત્યારે એના હાથ-પગ અટકી જતા. શ્વાસ ધીમા પડી જતા. પગ નીચેની જમીન ધ્રૂજી ઊઠતી. નજર લંબાય ન લંબાય ત્યાં જ અજાણ્યો અવાજ બધું વિખેરી મૂકે.

વૃદ્ધ સ્ત્રી આગળના ઓરડામાં સેટી પર આખો દિવસ બેઠી રહે. ક્યારેક મન થાય તો બારીની ગ્રીલમાં લટકતી

તુલસીની માળા હાથમાં લે. માળા હાથમાં હોય તે વખતે પણ નજર તો બારી બહાર દેખાતી શેરીના પ્રવેશદ્વાર તરફ જ હોય. ગ્રીલના કારણે વહેંચાયેલું દેખાતું દૃશ્ય કોઈ દિવસ સ્પષ્ટ થશે એવુંયે હવે એ ભૂલી ચૂકી હતી. સવારથી મોડી રાત સુધી સેટી પર બેઠી રહે. મન થાય તો આડું પડખું કરે. બાકી જોયા-સાંભળ્યા કરે. દૃશ્યો-અવાજો, જાણીતા-અજાણ્યા. કશુંયે બને તો બન્ને સ્ત્રીઓ ઝબકી જાય. વૃદ્ધ સ્ત્રી તરત બેઠી થઈ જાય અને યુવાન સ્ત્રી ગમે ત્યાંથી દોડીને બારણાં સુધી આવી જાય. બન્નેની નજર એક સાથે બહાર શેરીના મોઢા તરફ લંબાય અને ઠાલી પાછી વળે. પાછી વળતી નજર ભાગ્યે જ સામસામી મળે. ભોંય ખોતરતી બન્નેની નજર ફરી ક્યારે ઊંચકાય એની પ્રતીક્ષા રહે.

દિવસ ઊગે ત્યારથી બન્ને સ્ત્રીઓ સાંજ પડવાની રાહ જુએ. નમતી બપોરે બન્ને સ્ત્રીઓ ઓટલે ગોઠવાઈ જાય. રોજની જેમ દૃશ્યો-અવાજોની આપ-લે શરૂ થઈ જાય. અંદરથી ખવાઈ ગયેલા ચોકઠામાં કશુંક ભરાવા લાગે. શેરીની ધૂળ પવન આંગણામાં તાણી લાવે અને યુવાન સ્ત્રી રોજ ધૂળને ઉસેટીને બહાર કાઢે.

બન્ને સ્ત્રીઓ વચ્ચે ભાગ્યે જ સંવાદ થાય. મોટેભાગે મૌનમાં જ સમય વીતી જાય. બંન્ને તરફથી એકબીજા માટે ચોક્કસ પ્રકારની ગોઠવણો અનાયાસે થઈ ગઈ હતી. એ સીમાઓ બન્ને તરફથી પળાતી. સવારે યુવાન સ્ત્રી નહાવા જતી ત્યારે વૃદ્ધ સ્ત્રીના કાન સરવા થઈ જતા. શેરીમાંથી આવતા અવાજો વચ્ચે પણ એનું ધ્યાન બાથરૂમના દરવાજે ચોંટેલું રહેતું અને યુવાન સ્ત્રી અંદરથી કારણ વગર નળ ચાલુ-બંધ કરતી, સાબુદાની મૂકવાનો અવાજ, ડોલ ખસેડવાનો અવાજ. ખભે ટુવાલ નાખીને બહાર નીકળતી યુવાન સ્ત્રી જાણીજોઈને વૃદ્ધ સ્ત્રીની પાસેથી પસાર થતી અને બહાર તુલસીક્યારા પાસેની વરગણી પર પોતાની અંડરવેર અને બ્રા પહેલાં સૂકવતી પછી ટુવાલ ઝાટકીને સૂકવતી. વૃદ્ધ સ્ત્રી વારેવારે નજર ઊંચી કરીને બદલાયેલું દૃશ્ય નોંધી લેતી. અકારણ ઉધરસ ખાતી એટલે ચાનો કપ આવી જતો. ચાનો કપ હાથમાં લેતી વૃદ્ધ સ્ત્રીની નજર રસોડા તરફ જતી. યુવાન સ્ત્રી હાથમાં સાણસી લઈને બારી બહાર જોતી ઊભી હોય. ગેસ ચાલુ હોય. એમાંથી નીકળતી વરાળમાં દૃશ્ય થોડું આઘુપાછું થતું દેખાય. વૃદ્ધ સ્ત્રીને થઈ આવતું કે કશુંક કહે પણ યુવાન સ્ત્રીની સોટી જેવી પાતળી પીઠ જોઈને એના શબ્દો સુકાઈ જતા. તપેલીમાં ઊભરો આવવાનો અવાજ રસોડાંની દીવાલ કૂદીને બહાર આવતાં જ યુવાન સ્ત્રીનું વેરાયેલું ધ્યાન ફરી

સમેટાઈ જતું. એ પાછું ફરતી ત્યારે એની નજર વૃદ્ધ સ્ત્રી તરફ જતી અને વૃદ્ધ સ્ત્રી પરાણે બેઠી થવાનો નિષ્ફળ પ્રયત્ન કરતી.

યુવાન સ્ત્રી ચાનો કપ લઈ ઉંબર પાસે બેસતી. એને બેઠેલી જોઈને વૃદ્ધ સ્ત્રી નહાવા જતી. જતી વખતે એની ચાલમાં ઉતાવળ આવી જતી. માંડ માંડ ચાલતા પગમાં એકાએક જોમ આવી જતું. બાથરૂમનો દરવાજો ક્યારેય અંદરથી બંધ ન કરતી. યુવાન સ્ત્રીએ ભરી રાખેલી અડધી પાણીની ડોલમાંથી ઝટપટ પાણી ઉલેચીને શરીર પર ઢોળી નાખતી. વારેવારે હાથપગ અટકી જતા અને બહાર ધ્યાન સ્થિર થઈ જતું. અજાણ્યા આવાજો સાંભળવા કાન મંડાઈ જતા. પરંતુ ભાગ્યે જ કશો સંચાર થતો. વૃદ્ધ સ્ત્રી નહાતી વખતે બધું ભૂલી જતી. એનું બધું ધ્યાન યુવાન સ્ત્રી તરફ મંડાઈ જતું. બહારથી આવતા નાના સરખા અવાજનો અર્થ પામવા એ સજાગ રહેતી. છાતી પર ફરતો હાથ ઘડીક અટકતો અને વૃદ્ધ સ્ત્રીને ફાળ પડતી. વધેલું પાણી ઝટપટ શરીર પર ઢોળીને ઊભી થઈ જતી. બહારથી કોઈ અવાજ ન આવતાં એ ઉતાવળે શરીર લૂછી બહાર દોડી આવતી. આંગણા બાજુ નજર કરતાં ભીતર ફાળ પડતી. ત્યાં જ ચોકડીમાંથી આવતી યુવાન સ્ત્રીને જોતાં એની સ્ફૂર્તિ ઠંડી પડી જતી. આંખોમાં દેખાતો ઓથાર ઓગળી જતો.

* * *

અગરબત્તીની રોજ સરીખી સુગંધ પ્રસરતી ઘરના ખૂણામાં ભરાઈ જતી. સામેની દીવાલના ખૂણે અસ્તિત્વ ટકાવી બેઠેલું નાનકડું મંદિર અને એમાં સચવાયેલી એકાદ-બે મૂર્તિઓ ઘડીક અજવાળામાં દેખાઈને પાછી ઓઝલ થઈ જતી. આછા વાદળી રંગની દીવાલો હવે કાળી પડી ગઈ હતી. કાળાં ધાબાં એટલાં વધી ગયાં હતાં કે મૂળ રંગ પારખવો મુશ્કેલ થઈ ગયો હતો. ભરચક રહેતી દીવાલ ધીમેધીમે રંગની સાથે ઊખડતી ગઈ. ખૂણે એક મંદિર રહી ગયું. એ સિવાય બધા ફોટા ઊતરી ગયા. યુવાન સ્ત્રીના ટેરવાં વીંધાઈને દીવાલે પહોંચેલું ભરત પણ ક્યાંય મુકાઈ ગયું. ચાકળામાંના મોર ટહૂક્યા જ નહીં. ચકલીઓ ઊડી જ નહીં. છેવટે ઝાંખા પડી ગયેલા મરૂન કાપડમાંનું દોરાભરત પણ ઊખડવાં લાગ્યું. મોર-ચકલીઓ વીંખાવાં લાગ્યાં અને દીવાલો સૂની થઈ ગઈ. દરેક સાંજે સામેની આંબલી પર આવતી ચકલીઓ જોઈને યુવાન સ્ત્રીને બે ઘડી પોતાના હાથે ભરેલું ભરત અને ભરતી વખતે મનમાં જાગેલા ઉમળકા ઘેરી વળતા.

છેલ્લે એક બ્લેક એન્ડ વાઈટ ફોટો દીવાલ શોભાવતો હતો. વૃદ્ધ સ્ત્રીની સેટીની બિલકુલ સામે જ એ ફ્રેમ હતી.

ફ્રેમમાંના પુરુષના ચહેરા પર કોઈ ભાવ ન હતા. કોઈએ પરાણે ફ્રેમમાં બેસાડી રાખ્યો હોય એમ સ્થિર હતો. વરસો સુધી ફોટાને જોયા પછી એક સાંજે વૃદ્ધ સ્ત્રીએ એ ફોટાને ઉતારીને અભેરાઈએ ચડાવી દીધો. પછી ખાલી થઈ ગયેલી દીવાલને તાકતી ક્યાંય સુધી બેઠી રહી. વૃદ્ધ સ્ત્રીને અજાણ્યા જેવા દેખાતા પુરુષની પીઠ દેખાતી હતી. ધોળાં કપડાં અને અડધા ધોળા વાળ, ધૂળ ઉડાડતો ચાલ્યો જતો હતો. પાતળી કાયા અને લાંબી પીઠ. એ દશ્ય ફરી ક્યારેય જોવા ન મળ્યું. યુવાન સ્ત્રીને જ્યારે પણ પાછળથી જોતી ત્યારે વૃદ્ધ સ્ત્રીને પુરુષ સાંભરી આવતો. મનોમન થઈ આવતું "એના પર જ ગઈ છે." યુવાન સ્ત્રી પાછું વળીને જોતી અને વૃદ્ધ સ્ત્રીની આંખમાં સચવાયેલું દશ્ય રંગ ધારણ કરે એ પહેલાં જ બિડાઈ જતું. નજર બહાર લંબાઈ જતી.

* * *

બન્ને સ્ત્રીઓ સાથે જ જમવા બેસતી. વૃદ્ધ સ્ત્રી સેટી નજીક સ્ટૂલ રાખી એના પર થાળી રાખીને જમતી અને યુવાન સ્ત્રી નીચે બેસતી. એ યંત્રવત જમીને ઊભી થઈ જતી. જમવાનું ગળું છોલીને, અન્નનળી વીંધીને, પેટ બાળવા અંદર પહોંચી જતું. જમી લીધા પછી યુવાન સ્ત્રી માટે બપોર પડતી. એટલે કે સાંજ થવાની શરૂઆત થતી. શેરીના અવાજો જંપી જતા. આસપાસનાં ઘરમાંથી આવતા સ્ત્રીઓના ઘાંટા-સંભળાતા બંધ થઈ જતા. વૃદ્ધ સ્ત્રી આડું પડખું કરી પરાણે સૂવાનો ડોળ કરતી. યુવાન સ્ત્રી દરવાજાને ઠાલું વાસી અંદરના રૂમમાં જતી. પાછી વળતી વખતે એ થોડે દૂર જઈને અટકતી. દીવાલની આડશે જોઈ લેતી. થોડીવારે વૃદ્ધ સ્ત્રી ફડકથી ઊભી થઈને બારણું સહેજ ખોલી બહાર જોઈ લેતી. યુવાન સ્ત્રીને લાગતું કદાચ એનાં ચંપલ જોતી હશે. પછી અંદરથી સ્ટોપર ભરાવીને સેટીમાં પડતું મૂકતી. યુવાન સ્ત્રી વૃદ્ધ સ્ત્રીનું વર્તન જોઈ રહેતી. અંદરના રૂમમાં જઈ એકલા પડવાનો આનંદ દરરોજની જેમ નંદવાઈ જતો અને તે અવાજ ન થાય એમ ચટાઈ પાથરીને સૂઈ જતી. આમ-તેમ પડખાં ઘસતી છેવટે ચતીપાટ સૂતી છત પર લટકતા પોપડાને તાકી રહેતી. ભેજનાં ધાબાં ડરાવતાં પણ એની આંખોમાં ભય માટે હવે જગ્યા બચી ન હતી.

પંખો ચોક્કસ અવાજ કરતો ચાલુ હતો. યુવાન સ્ત્રીની આંખ મીંચાયા વિનાની કોરીધાકોર ખૂલી પડી રહેતી. એમાં દશ્યોનો સળવળાટ થતો અને વૃદ્ધ સ્ત્રીની અકારણ ઉધરસમાં યુવાન સ્ત્રીની આંખ મીંચાઈ જતી. પછી ભીતર ભાગદોડ કરતાં દશ્યો આછાં આવન-જાવન કરતાં. ઝાંખા પડી ગયેલા પડદા પર તૂટક તૂટક દશ્યો ઝિલાતાં અને એકધારા ચાલતા

# 'નવનીત-સમર્પણ'માં જાહેરખબર

જીવન, સંસ્કાર અને સાહિત્યના સામયિક તરીકે 'નવનીત સમર્પણ' શુભ અને સુંદર વિચારોનો પ્રસાર કરે છે તે આપ સૌ જાણો છો. ભારતીય સંસ્કૃતિનાં શાશ્વત મૂલ્યોના જતન-સંવર્ધન સાથે જીવનના આધુનિક પ્રવાહોનું સન્માન કરતા આ સામયિકમાં જાહેરખબર મોકલી આ ઉમદા કાર્યમાં સહભાગી થઈ શકો છો.

**જાહેરખબરના દર આ પ્રમાણે છે:**

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું (Colour) | રૂ. 9,000/- |
| આખું પાનું B/W | રૂ. 5,000/- |
| અડધું પાનું (Colour) | રૂ. 5,000/- |
| અડધું પાનું B/W | રૂ. 3,000/- |
| બીજું/ત્રીજું મુખપૃષ્ઠ (4 Colours) | રૂ. 11,000/- |
| પાછલું મુખપૃષ્ઠ | રૂ. 12,000/- |

**અન્ય વિગતો :**

**આખું પાનું**

કુલ સાઈઝ 19.5 સે.મી. X 13.5 સે.મી.
પ્રિન્ટ એરિયા 15.5 સે.મી. X 10.5 સે.મી.

**અડધું પાનું**

આડું પાનું 8.0 સે.મી. X 10.5 સે.મી.
ઊભું પાનું 15.5 સે.મી. X 5 સે.મી.
બ્રોમાઈડ, આર્ટપુલ, આર્ટવર્ક B/W જા.ખ. માટે 4 કલરની (રંગીન જા.ખ. માટે), સી.ડી.
છાપકામ: કાગળની જાત ઉપર

શ્વાસના લયમાં થોડો અંતરાલ પડતો. યુવાન સ્ત્રીની સપાટ થઈ ગયેલી છાતી સહેજ ઊંચકાતી જ્યારે ઊંડો શ્વાસ લેતી. પગ સંકોચાઈ જતા અને પડખું ફરી જતી. અજાણ્યું પૂર શરીરમાં ફરી વળતું. પાણીના જોરદાર પ્રવાહમાં બધું તણાવા લાગતું. ઘડીક યુવાન સ્ત્રી ભૂલી જતી કે પોતે ક્યાં સૂતી છે. આસપાસનાં દૃશ્યો વીંટાઈ જતાં અને આંખ સામે નવાં જ દૃશ્યો રચાઈ જતાં. બગીચાનાં, સિનેમાનાં, મોડી રાતે ચાલતા રસ્તા પરનાં, તળાવ પાળીનાં, આઈસક્રીમનાં, બે ઓળાના ભેગા થવાનાં, અંધારામાં મોપેડ રાઈડનાં, રૂમનાં ભેજલ અંધારાંનાં, મીઠી ખુશબૂનાં, હાંફળાફાંફળા થતા શ્વાસોનાં, ભીના અવાજોનાં, અકળાતા શ્વાસનાં અને પછી ઠરી જતા શ્વાસનાં...

દૃશ્યોની વણજારમાં યુવાન સ્ત્રી તણાવા લાગતી. કરમાવા આવેલી ચામડી પર લીલા અંકુર ફૂટું ફૂટું થતાં હજારો ઘોડા એકસામટા પ્રહાર કરતા. કડવા પસીનાની મીઠી ગંધ ભેળસેળ થવા લાગતી. કાળાશનું જંગલ હાલક-ડોલક થતું. એમાં મીઠી ગંધ ભળતી અને દૃશ્યો ભીનાં થઈ જતાં. ઘટાટોપ ઝાડની ઘટા ભીતરથી ડોલી ઊઠતી. મૂળિયાં હચમચી જતાં. લીસા મેદાન પર સુંવાળો વાયરો ફરી વળતો. યુવાન સ્ત્રી ઘડીકમાં બધું ભૂલી જતી. પોતાના ઘરમાં આવી ચૂકેલો એ વાયરો ધીમે

ધીમે ખુલ્લાં બારી-બારણાંમાંથી બહાર વહેવા લાગતો. યુવાન સ્ત્રી બે હાથે એને રોકવા આમતેમ દોડતી. પણ વાયરાને કઈ રીતે રોકવો? પોતાના ઘરમાં આવી, છેક અંદરના રૂમમાં પ્રવેશીને ચાલ્યો ગયો. એની પહોળી પીઠ અને ઊંચા ખભા, છાતીના વાળ, કસાયેલું શરીર અને રસદાર હોઠ. યુવાન સ્ત્રી માટે બધું જૂનું, દૂરનું થઈ ગયું હતું. એનાં પગલાં સૂંઘતી ક્યાંય સુધી એ જઈ આવેલી. યુવાન સ્ત્રી પાછી વળી ત્યારે એને વૃદ્ધ સ્ત્રી પર ગુસ્સો આવેલો. વૃદ્ધ સ્ત્રી નીચા મોંએ ભોંય પર પડેલી તિરાડોને જોઈ રહી હતી. એની આંખનો અણસાર યુવાન સ્ત્રી માટે પારખી શકવો મુશ્કેલ ન હતો. ગુસ્સાથી ફાટફાટ થતી યુવાન સ્ત્રી હમણાં આંગણું વટાવી જશે એવું લાગતું હતું પણ એવું થવાનું હોત તો પેલા પુરુષની સાથે જ બે ઓળા શેરીમાંથી બહાર ચાલ્યા જાત.

* * *

વરસો દિવસોની જેમ વીતી ગયાં અને ઘર ભીતરથી થીજી ગયું. શ્વાસ સંભળાવા જાણે ભુલાઈ ગયા. સ્પર્શ ભૂલી ગયેલી દીવાલો રંગ પહેરવાનું ભૂલી ગઈ. રસોડાનો અવાજ વિલાઈ ગયો. બે સ્ત્રીઓ વચ્ચેની બોલચાલ ધીમે ધીમે ઇશારા, હાવભાવ અને મૂક સહમતીમાં ફેરવાઈ ગઈ. વ્યવસ્થાનો ભાગ ગોઠવાઈ ગયો અને બધું રોજની જેમ ચાલવા લાગ્યું. ફક્ત શેરીમાંથી આવતા અવાજો ન ગોઠવાયા. હરહંમેશ બન્ને સ્ત્રીનું ધ્યાન ખેંચ્યા કરતું શેરીનું ઉઘાડું મોઢું ઉઘાડું જ રહ્યું. કોઈ જાણીતું ફરી ક્યારેય ન આવ્યું. ચહેરા પરના ભાવો સ્થિર થઈને અંદર ઊતરી ગયા. વૃદ્ધ સ્ત્રીની કરચલીઓ વધુ ઘાટી થવા લાગી અને યુવાન સ્ત્રીની તગતગતી ચામડી કુમાશ ગુમાવવા લાગી. વૃદ્ધ સ્ત્રી હરહંમેશ યુવાન સ્ત્રીને જોયા કરતી. એની ચાલ, હાવભાવ, કામ કરતા હાથપગ, શરીર, ઘટતી જતી છાતી અને વધતી જતી ચહેરા પરની કાળાશ. પછી પરાણે બીજે ધ્યાન પરોવવા પ્રયત્ન કરતી પણ મન ચોંટતું નહીં. આંખ આગળ પેલો પુરુષ આવી જતો. સાંજ પડતાં જ પેલો પુરુષ મોપેડ લઈને આવી જતો. બપોરથી યુવાન સ્ત્રી મોપેડનો અવાજ સાંભળવા અધીરી થઈ જતી. વૃદ્ધ સ્ત્રી યુવાન સ્ત્રીને હરખાતી જોઈ રહેતી. સાંજ ઊતરે અને યુવાન સ્ત્રી મોપેડના આવવાની રાહ જોવા લાગતી. મોપેડનો અવાજ આવતો અને તે બહાર દોડી આવતી. વૃદ્ધ સ્ત્રી એને જતી જોઈ રહેતી. મોપેડમાં પાછલી સીટ પર પુરુષને ભરાઈને બેસી જાય. હાથ પુરુષની કમરે. વાળમાં નાખેલો ગજરો સુગંધ પ્રસરાવતો જાય અને વૃદ્ધ સ્ત્રીને પોતાની યુવાની સાંભરી આવતી. મોપેડ શેરીના મોઢેથી બહાર નીકળી જાય અને વૃદ્ધ સ્ત્રી કમને પગ ઊંચકતી

ઘરમાં આવીને પોતાની પથારીમાં લંબાવે. અંધારું લાગતાં અજવાળું કરવાની ઇચ્છા ન થાય અને એના કાન બહાર મંડાયેલા રહે.

દૂર સરી ગયેલો મોપેડનો અવાજ ફરી ક્યારે સંભળાય એની રાહ જોતી વૃદ્ધ સ્ત્રીને ખબર પણ ન રહી અને મોપેડનો અવાજ સંભળાતો બંધ થઈ ગયો. યુવાન સ્ત્રીના અવાજમાં, વર્તનમાં એ રણકાર સંભળાતો પણ વૃદ્ધ સ્ત્રી પ્રતિકાર ન કરી શકતી. અને યુવાન સ્ત્રી વૃદ્ધ સ્ત્રીના મૌનને અવગણી ન શકતી. બન્ને વચ્ચે સાંજના ઓળા ઊતરી આવતા પણ બન્નેમાંથી એકેયને અજવાળું કરવાનું મન ન થતું.

* * *

અંધારું ઊતરી આવ્યું હતું. બન્ને સ્ત્રીઓ એકીટસે આંબલીને જોઈ રહી હતી. થોડીવાર પહેલાં ચકલીઓએ ઘેરો ઘાલ્યો હતો. કલબલાટથી ભરાયેલી આંબલી અત્યારે અંધારું પી રહી હતી. પેલો ડોસો સગડી પરથી ખીચડીની તપેલી ઉતારતો હતો. બે કૂતરાં ડોસાની આગળ-પાછળ ફરતાં હતાં. રમીને થાકેલાં છોકરાંઓ ઘર ભેગાં થઈ ગયાં હતાં. શેરી અંધારામાં ઓગળતી જતી હતી. બહાર શેરીના મોઢે રોડલાઈટનો આછો અજવાસ પથરાયેલો હતો. વૃદ્ધ સ્ત્રીએ અંધારામાં આમતેમ નજર ફેરવી. પરિચિત અવાજો પાછા વળતા હતા. વૃદ્ધ સ્ત્રી હાથ ખોડીને ઊભી થઈ. પાછા વળીને જોયું તો યુવાન સ્ત્રી બેઠી હતી એ જગ્યા ખાલી હતી. એણે આમતેમ જોઈ લીધું. માંડ ઊપડતાં પગને ઝડપથી અંદર લઈ ગઈ. એણે આંગણું વટાવ્યું અને ઓરડાના અંધારામાં આવી. સાડીનો ઢળી પડેલો છેડો ઉપર લેતા એના હાથ અટકી ગયા. એ ઉંબરની વચ્ચોવચ ઊભી રહી ગઈ.

યુવાન સ્ત્રી વૃદ્ધ સ્ત્રીની સેટી પર બેઠી હતી. એ બારીની ગ્રીલની આરપાર જોઈ રહી હતી. અવાજ ન થાય એમ વૃદ્ધ સ્ત્રી હળવેકથી આવીને એની બાજુમાં બેસી ગઈ. વૃદ્ધ સ્ત્રીની નજર યુવાન સ્રીના ચહેરા પર સ્થિર હતી. જ્યાં બહારનું આછું અજવાળું અટકેલું હતું. યુવાન સ્ત્રીની નજર બારી બહાર ચોંટી ગઈ હતી. વૃદ્ધ સ્ત્રીએ ધીમે રહીને યુવાન સ્ત્રીની સાથળ પર હાથ મૂક્યો. યુવાન સ્ત્રીના શરીરમાં ધ્રુજારી આવી. જે વૃદ્ધ સ્ત્રીએ પણ અનુભવી. પછી ધીમે રહીને બારી બહાર જોયું જ્યાં યુવાન સ્ત્રી જોઈ રહી હતી.

એક છોકરો બાજુના ઘર પાસે પડેલી જૂની મોપેડને ચાલુ કરવાની રમત કરતો હતો. ઘડીક મોઢેથી અવાજ કાઢતો તો ઘડીક હેંડલ હલાવતો હતો.

બન્ને સ્ત્રીઓની નજર ત્યાં સ્થિર થઈ ગઈ.

❑❑❑



જ્ઞાની શ્રી ધીરજરામ શાસ્ત્રીજી અને વિજ્ઞાની ડો. પંકજ જોશી, ૧૯૭૧

# જ્ઞાની અને વિજ્ઞાની

## એક વૈશ્વિક સંવાદ

☐ ડો. પંકજ જોશી

**૧૨. વિશ્વ-વિચાર:**

આપણને સહુને એ માહિતી છે કે આધુનિક વિજ્ઞાને અનેક ચમત્કારો સર્જ્યા છે. આધુનિક કોસ્મોલોજીએ બ્રહ્માંડ વિશેનું આપણું જ્ઞાન નવી ઊંચાઈઓ પર પહોંચાડ્યું છે. આજે આપણે પૃથ્વી પર અને બાહ્ય અવકાશમાં મુકાયેલાં વિશાળ દૂરબીનો અને ટેલિસ્કોપ દ્વારા અબજો તારાવિશ્વો અને તેમનાં મોટી જાળીઓ જેવાં માળખાંઓનું અવલોકન કરી શકીએ છીએ. વળી આવાં દરેક તારાવિશ્વોમાં પણ આપણા સૂર્ય જેવા

અબજો તારાઓ સમાયેલા છે! આ સઘળા દ્વારા જે સમગ્ર વૈશ્વિક ફલક ઉદ્‌ભવ્યું છે તે ખરેખર રસપ્રદ અને આપણને અજાયબ કરી દેનારું છે.

સૂર્ય પોતે પણ આપણી આકાશગંગામાં રહેલા અનેકાનેક તારાઓમાં એક સામાન્ય તારો જ છે. આ સૂર્યની આજુબાજુ આપણી બુધ, ગુરુ, મંગળ અને અન્ય બધા ગ્રહોની બનેલી ગ્રહમાળા છે. એમાંના એક ગ્રહ પૃથ્વી ઉપર આપણે સૌ વસીએ છીએ! આજે તો દૂર દૂરના તારાઓનાં વિગતવાર અવલોકનો થયાં છે અને તેમાંથી એવું બહાર આવ્યું છે કે જેમ આપણા સૂર્યને ગ્રહમાળા છે તેમ આવી જ ગ્રહમાળા ધરાવનાર બીજા હજારો તારાઓ પણ અસ્તિત્વ ધરાવે છે. આવી જાણકારી પછી તરત એવા રસપ્રદ પ્રશ્નો પણ થાય કે આ દૂરના તારાઓને જો ગ્રહો હોય તો એમાંના કોઈ ગ્રહોમાં આપણી પૃથ્વીની જેમ જ જીવનનું અસ્તિત્વ પણ હોવું જોઈએ! પણ એની ચર્ચા ફરી ક્યારેક કરીશું. આ સઘળું અવલોકન બાહ્ય અવકાશની ભવ્યતાની આપણને ઝાંખી અને કલ્પના કરાવે છે.

આવાં અને બીજાં અનેક આશ્ચર્યચકિત કરનારાં સંશોધનો કેવી રીતે થયાં છે? આજના વિજ્ઞાનની શોધપદ્ધતિની વાત કરીએ તો, એક બાજુએ અવલોકન અને પ્રયોગો, અને બીજી બાજુએ ગણિતીય વિચાર, આ બંને આધુનિક વિજ્ઞાનની બે ભુજાઓ છે! આથી કેવળ આ સઘળાં અવલોકનો જ નહિ, આજે તો આપણે બ્રહ્માંડના ભૂતકાળ અને ભવિષ્યની ઉત્ક્રાંતિ દર્શાવતા આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદ જેવા ભવ્ય ગણિતશાસ્ત્રના સિદ્ધાંતો પણ બનાવ્યા છે. આવા સિદ્ધાંતોને આધારે વળી નવાં તારણો કાઢીને ફરી એને અવલોકનોને આધારે ચકાસવામાં આવે છે. આ રીતે બ્રહ્માંડ વિશેનું આપણું સમગ્ર જ્ઞાન તથા ચિત્ર વધતું અને વિકસતું જાય છે.

જેવું આ મહાકાય અને વિશાળ સ્તરે અસ્તિત્વ એવું જ વિશ્વના અતિસૂક્ષ્મમાં પણ અણુ-પરમાણુનું મહાજગત છે. તેનાં અવલોકન અને પ્રયોગો માટે લાર્જ હેડ્રોન કોલાઈડર જેવી મહાકાય પ્રયોગશાળાઓ બની છે. વિશ્વના વિશાળ સ્તરે જેમ સાપેક્ષવાદ કામ કરે છે તેમ અતિ સૂક્ષ્મ જગતમાં ક્વોન્ટમ થિયરીના સિદ્ધાંતો પ્રમાણે અણુ-પરમાણુ તથા સૂક્ષ્માતિસૂક્ષ્મ આવા કણો એટલે કે એલિમેન્ટરી પાર્ટિકલ્સ કામ કરે છે. આ અતિ સૂક્ષ્મ કણો અને તેમનાં પરસ્પર સંયોજનો, તેમના દ્વારા જ છેવટે અણુ-પરમાણુઓ રચાય છે. આ બધા અણુ-પરમાણુ વળી ભેગા થઈને જે સૃષ્ટિ આજે આપણને દેખાય છે તેની રચના ફલિત થાય છે. તેમાંથી જ વિશેષ સંયોજનો થઈને વધુ અને વધુ વિશાળ સ્તરે તેમ તારા, તારાવિશ્વો અને એનાથી

પણ મહાકાય એવી બ્રહ્માંડની સઘળી રચના બનતી જાય છે. આ રીતે અતિ સૂક્ષ્મ જગત અને અતિ વિશાળ જગત એ બંને એક જ સૂત્રથી સંકળાયેલાં છે. આ સઘળો દૃશ્ય 'પદાર્થ' એ પણ છેવટે તો શક્તિનું જ સ્વરૂપ છે તેમ આજે આપણે જાણ્યું છે.

ઉપર આપણે વાત કરી તે સૂક્ષ્મ જગત અને વિશાળ મહાકાય સ્તરનું જગત એ બંનેની થઈ. પણ આ સાથે જ એ વળી સમજવાનું છે કે આ તો બધું એક અથવા બીજી રીતે દેખાય તેવું દૃશ્યજગત છે. હવે માત્ર આ દૃશ્યજગતમાં જ સર્વ અસ્તિત્વ સમાયું છે એવું નથી. કદાચ આ દૃશ્યથી પણ અનેકગણું વિશાળ તેવું અદૃશ્ય જગત પણ અસ્તિત્વ ધરાવે છે! આજે ગેલેક્સી અથવા તારાવિશ્વમાં જેવી રીતે તારાઓની ગતિ દેખાય છે તેના ઉપરથી એવું પાકું તારણ મળે છે કે તારાવિશ્વમાં માત્ર તારાઓ જ આવેલા છે એવું નથી પરંતુ અદૃશ્ય તેવું અનેકગણું 'ડાર્ક મેટર' પણ મોટા પ્રમાણમાં તારાવિશ્વમાં હાજર છે. આજે તેના વિષે અનેક સંશોધનો કોસ્મોલોજી અથવા વિશ્વવિજ્ઞાનમાં ચાલી રહ્યાં છે. આ બધું ડાર્ક મેટર અથવા અદૃશ્ય દ્રવ્ય તે શું હશે, કેવા કણોનું તે બનેલું હશે, તેના શા ગુણધર્મો હશે, આ સઘળું આજે હજુ તો સંપૂર્ણ રીતે આપણી જાણની બહાર છે. જેવું આ ડાર્ક મેટર તેવી જ 'ડાર્ક એનર્જી' અથવા અદૃશ્ય શક્તિની પણ વાત છે. આજે જે ઝડપથી તારાવિશ્વો એકબીજાથી દૂર ભાગી રહ્યાં છે તેના દ્વારા એવો નિર્ણય નીકળે છે કે કોઈ અદૃશ્ય શક્તિ આ બધાં તારાવિશ્વોને વિશેષ અને વિશેષ ગતિ આપી રહી છે.

**૧૩. વિજ્ઞાન-વિચાર:**

આધુનિક વિજ્ઞાનની સિદ્ધિઓની આપણે વાત કરી. દેખાતા અનુભવાતા સર્વ બ્રહ્માંડના પાયામાં કેવા મૂળભૂત નિયમો કામ કરે છે એ જાણવા સમજવાનું કામ આધુનિક વિજ્ઞાનનું છે. એક વાર આવા નિયમો સમજીએ એટલે એમાંથી તેના અનેક ઉપયોગો સહજ રીતે અને અનાયાસે જ મળી આવે છે. આજનાં મોબાઇલ અથવા ટેલિવિઝન જેવાં વિવિધ સાધનો કે ઉપકરણો આ મૂળભૂત નિયમો સમજવાને કારણે જ સિદ્ધ થાય છે.

જ્યારે આધુનિક વિજ્ઞાનની વાત કરીએ ત્યારે એ અવશ્ય નોંધવા જેવું છે કે કેવળ માન્યતાને આધારે અથવા કલ્પના અને ગમી જાય તે વાત માની લેવાને બદલે અવલોકન અને પ્રયોગો પર આધાર રાખવાની વિજ્ઞાનની પદ્ધતિને ભારે સફળતા મળી છે. તેનાં અનેક રસપ્રદ ઉદાહરણ ઇતિહાસમાં મળી આવે છે. આ વિશેનો એક દાખલો લઈએ તો, એરિસ્ટોટલે જગતની રચના અને ગુરુત્વબળની વાત કરતાં એવું કહેલું કે બે વસ્તુ કે પદાર્થ લો, માનો કે

એક નાનો પથ્થર અને બીજો મોટો. હવે તેમને એક ઊંચાઈથી પડતા મૂકશો તો વધુ વજનવાળી વસ્તુ જમીન પર પહેલા પડશે અને ઓછા વજનવાળી પછી. ત્યારે આ પછી ઘણાં વર્ષે ગેલેલિયોએ કહ્યું કે આ પ્રાચીન અને ચાલી આવતી માન્યતા સાચી નથી! પોતાની આ વાત સાબિત કરવા તેણે સીધા જ પીસા શહેરના ઢળતા મિનારા પર જઈને એક પ્રયોગ કરી બતાવ્યો. તેણે બે અલગ અલગ વજનના પદાર્થ ટાવર ઉપરથી નીચે પડતા મૂક્યા અને આમ કરીને તેણે સાબિત કરી બતાવ્યું કે તે બંને સાથે જ જમીન પર આવે છે!

પરંતુ અનેક સિદ્ધિઓની સાથે જ આધુનિક વિજ્ઞાનની ઘણી મર્યાદાઓ પણ છે. આ મર્યાદાઓ સમજવી જરૂરી છે, કારણ કે તો જ તેમાંથી વિજ્ઞાનનો વિશેષ વિકાસ સાધી શકાય અને તેની સીમા વિસ્તારી શકાય. આધુનિક વિજ્ઞાનની સહુથી મોટી શક્તિ એ તેણે વિકસાવેલો વૈજ્ઞાનિક અભિગમ છે. તેને ઘણીવાર 'સાયન્ટિફિક મેથડ' એવા નામથી પણ ઓળખવામાં આવે છે. આવો વૈજ્ઞાનિક અભિગમ એટલે પહેલાં તો યોગ્ય પૂર્વધારણાઓ, પછી કેવળ શુદ્ધ તર્ક અને પછી તેને આગળ લઈ જવા માટે વપરાતું યોગ્ય ગણિત. વળી આ તર્ક અને ગણિતની સાથે સાથે જ સમગ્ર પ્રાયોગિક વિધિ એટલે કે પ્રયોગોનું કાર્ય પણ અનિવાર્ય રીતે સાથે લેવાય છે. આમ કરતાં, આપણી વેદાંતની પરંપરામાં જેને 'પ્રત્યક્ષ પ્રમાણ' કહ્યું છે તે સિદ્ધ થાય છે.

પરંતુ 'પ્રત્યક્ષ'ની સતત પૂજા કરતાં કરતાં આધુનિક વિજ્ઞાન લગભગ એ ભૂલી ગયું છે કે પ્રત્યક્ષની પેલે પાર પણ જગતનું અસ્તિત્વ હોઈ શકે છે. આજના વિજ્ઞાનની પદ્ધતિ કંઈક આવી છે, જે મોટાભાગનાં બાળકો શાળામાં શીખે છે. તેમાં પહેલાં તો પૂર્વધારણા રચાય છે. આ પછીનાં પગલાંમાં પ્રયોગો અથવા ગણિત દ્વારા પરીક્ષણ કરવાં અને પછી પૂર્વધારણાને ચકાસવા અથવા ખોટી કે સાચી સાબિત કરવા માટે પરિણામોનું વિશ્લેષણ કરવાનો સમાવેશ થાય છે. આ બધું આમ તો એકદમ સ્પષ્ટ અને સીધું લાગે છે, પરંતુ તેમાં કેટલીક મૂળ સમસ્યાઓ સપાટીની નીચે જ છુપાયેલી રહે છે. આ આખીય પદ્ધતિને કેટલીક ધારણાઓ અથવા અનુમાનોની હંમેશાં જરૂર રહે છે, જે સ્વાભાવિક રીતે પરિણામો કેટલાં સાચાં હોઈ શકે એને મર્યાદિત કરે છે.

આ વાતને બીજી રીતે સમજીએ. આજનું આધુનિક વિજ્ઞાન જાણે કે એ જ રીતે વ્યવહાર કરે છે કે બહારનું સમગ્ર જગત એક જડ યંત્ર જેવું છે, અને આપણાથી સંપૂર્ણ રીતે અલગ છે. આમ જડ અને ચેતન એવા બે સ્પષ્ટ વિભાગ પાડીને પછી આ જડ યંત્રના નિયમો સમજવાનું કામ વિજ્ઞાન ઉઠાવે

છે. પરંતુ આજે ક્વોન્ટમ ફિઝિક્સમાં જે અવનવાં સંશોધન થઈ રહ્યાં છે તે બતાવે છે કે આપણે જગતને જે રીતે જોઈએ છીએ એમાં જોનારો પોતે, કે જેને દ્રષ્ટા પણ કહી શકાય, એ મોટો ભાગ ભજવે છે. ક્વોન્ટમ વિજ્ઞાનમાં એને 'ઓબ્ઝર્વર', એટલે કે જોનાર અને 'ઓબ્ઝર્વ્ડ' એટલે કે અવલોકિત થતું જગત, આ રીતે ઓળખાય છે. ન્યુટનના વિજ્ઞાનમાં એવી વાત હતી કે જોનારો એટલે કે ઓબ્ઝર્વર તે બ્રહ્માંડથી સંપૂર્ણ અલગ રહીને જ વિશ્વને જુએ છે. પરંતુ ક્વોન્ટમ વિજ્ઞાને આ વાત ખોટી ઠરાવી છે અને એ સાબિત કર્યું છે કે તે બંને હંમેશાં અનિવાર્ય રીતે સંકળાયેલાં હોય છે. આજે ક્વોન્ટમ કમ્પ્યુટિંગ, આર્ટિફિશિયલ ઇન્ટેલિજન્સ, આ બધાંને સંદર્ભે આ વિષે ઘણાંય સંશોધન થઈ રહ્યાં છે અને વિજ્ઞાનીઓનો અભિગમ પણ બદલાઈ રહ્યો છે.

**૧૪. દ્રષ્ટા અને દશ્ય:**

આજના આધુનિક વિજ્ઞાનના સંદર્ભે મારે શાસ્ત્રીજી સાથે અનેક ચર્ચાઓ થતી.

તેમાં તેઓ હસીને મને કહેતા, ''પ્રથમ તારે વિજ્ઞાનવેત્તા બનવું હતું, જ્યારે હવે જ્ઞાન- વિજ્ઞાનવેત્તા બનવાનું છે!''

આમ કહેવામાં તેમનો હેતુ અને અર્થ એવો હતો કે જે દેખાય છે, જણાય છે, અને અનુભવાય છે તે સર્વ જગત, બ્રહ્માંડ, સૃષ્ટિ એને તો જાણવી, સમજવી તે સારું જ છે, પરંતુ તેઓ અનેકવાર એવું કહેતા, ''સમગ્ર સૃષ્ટિના પૃષ્ઠભાગે એક જે મૂળભૂત તત્ત્વ રહેલું છે તે સમજવું, તેનો અનુભવ કરવો એ જરૂરી છે.''

હવે આમાં સમગ્ર સૃષ્ટિ એટલે તો જે કંઈ દેખાય છે, જણાય છે, અનુભવાય છે તે અંદર અને બહારનું સર્વ જગત, સર્વ વિશ્વ. એમાં સ્થૂળ અને સૂક્ષ્મ, સૂક્ષ્મ અને વિરાટ, દશ્ય અને અદશ્ય, જડ અને ચેતન આ સર્વ આવી જાય. જેમ કોઈ એક નાટક ચાલતું હોય અને રંગભૂમિ પર ખેલ ભજવાતો હોય તો તેની પાછળ એક સૂત્રધાર હોય છે તેમ સૃષ્ટિના પૃષ્ઠભાગે પણ કોઈ એક મૂળભૂત તત્ત્વ રહેલું છે એવું તેમનું કહેવું હતું. પણ પછી તેમાં આગળની વાત એ થઈ કે આ વાતને સમજવાની તો છે, પણ માત્ર ત્યાં અટકવાનું નથી પણ તેનો અનુભવ કરવો એ પણ આવશ્યક અને અનિવાર્ય છે. આવું શાસ્ત્રીજીનું ભારપૂર્વકનું કહેવું હતું.

હવે અહીંયાં એક ભારે રસપ્રદ વાત આવે છે. શાસ્ત્રીજીએ કદીએ એવું કહ્યું હોય એવું મને યાદ નથી કે ફલાણી વાત માનવી જોઈએ, કે પેલી બાબતમાં તો શ્રદ્ધા રાખવી જોઈએ કે એવું કંઈ પણ. તેમણે તો સમજ્યા પછી અનુભવ કરવાની વાત ઉપર કરી છે. એકવાર તેઓ ભાવનગર આવ્યા હતા અને એક સાંજે અમે બેઠા હતા ત્યારે તેમણે આ વિશે જરા વિગતે સમજાવ્યું, ''આ તો અનુભવનો માર્ગ છે. અનુભવ પ્રાપ્ત

થયા પછી કોઈ જ શ્રદ્ધા ડગાવી શકતું નથી. જેમ ભાવનગર આવતાં સાંભળ્યું હોય કે રસ્તામાં વરતેજ, ચિત્રા આવે છે, અને પછી એ પ્રત્યક્ષ જોઈએ તેમ જ આ માર્ગમાં પણ છે. આગળ વધતાં અનુભવો પ્રાપ્ત થતા જ જાય છે. સર્વ દશ્યક્ષેત્રની પાછળ દ્રષ્ટા રહેલો છે એ કદી ન ભૂલવું.''

આ અનુભવ કરવાની વાત એ તો સ્વાભાવિક રીતે જ એક વૈજ્ઞાનિક પદ્ધતિ બની જાય છે. વિજ્ઞાન હંમેશાં સઘળી ઘટનાઓ વિષે કોઈ ને કોઈ પૂર્વધારણા આપે છે, કે તે કેવી રીતે બની કે બનતી હશે. પરંતુ તે પણ હંમેશાં કોઈ ને કોઈ અવલોકનના આધારે હોય છે. પણ પછી તે તારણો ને પ્રયોગ દ્વારા ચકાસવાની વાત વિજ્ઞાનમાં અવશ્ય આવે છે. જ્યાં સુધી પ્રયોગ દ્વારા ખાતરી ન કરાય ત્યાં સુધી કોઈ પણ બાબતમાં વિજ્ઞાનનું પ્રકરણ કદીય પૂરું થતું નથી! આવી રીતે પ્રયોગ દ્વારા સિદ્ધ થાય ત્યારે એ બાબત અથવા નિયમમાં આપોઆપ જ શ્રદ્ધાનો ઉદ્‌ભવ થાય છે. શાસ્ત્રીજીએ પણ ઉપર એ જ વાત કરી છે કે, મૂળ વાત તો સમજી ને અનુભવ પ્રાપ્ત કરવો એ જ છે, અને આ અનુભવ પ્રાપ્ત થયા પછી કોઈ જ શ્રદ્ધા ડગાવી શકતું નથી.

વળી તેમણે સમજાવ્યું, ''આજનું વિજ્ઞાન જે કહે છે તેવા સૃષ્ટિની સંરચનાના વિવિધ નિયમો પ્રાચીન મહર્ષિઓને મૂળભૂત રીતે જ્ઞાત હતા જ. પરંતુ આ દશ્ય માત્ર તો વિકારશીલ અને પરિવર્તનીય છે, સૃષ્ટિમાં પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તો સતત થયાં જ કરે છે. આથી મહત્ત્વની અને મૂળભૂત વાત એ છે કે આ મહર્ષિઓ દશ્યને તો સંપૂર્ણપણે જાણતા જ હતા પરંતુ દ્રષ્ટાનું જ્ઞાન તેમણે પ્રાપ્ત કર્યું હતું, જે સમગ્ર દશ્યના પૃષ્ઠભાગે રહેલું છે. જેનો આદિ તેનો અંત, ઉત્પત્તિ તેનો લય. આમ આવાં તો કેટલાંયે જ્ઞાન-વિજ્ઞાનો અસ્તિત્વમાં આવી ને લય પામી ગયાં. આ તો સૃષ્ટિની સતત ચાલતી ઘટના છે.''

અહીંયાં શાસ્ત્રીજીએ આખી વાત અતિ વિશાળ પરિપ્રેક્ષ્યમાં મૂકી દીધી છે. એક દાખલો લઈએ તો, આપણે રોટલી બનાવી કે ભાખરી, ચૂરમું બનાવીએ કે લાપસી, પણ આ બધાના પાયામાં ઘઉંનો લોટ રહેલો છે. આ મૂળ વાત. પછી ચૂરમું કેમ કરવું કે લાપસી કેમ કરવી, બંનેમાં તફાવત શું અને તેવી વિગતોમાં જઈએ કે ન જઈએ તો પણ, એ બધું એ ઘઉંમાંથી જ વિવિધ પ્રકારો કરીને વિવિધ વાનગીઓ બનાવે છે એટલું તો ચોખ્ખું સમજાય. પછી તેમાં વિશેષ કોઈ રહસ્ય રહેતું નથી. આગળના જ્ઞાની લોકોને સૃષ્ટિના નિયમો મૂળભૂત રીતે જ્ઞાત હતા તે આ અર્થમાં સમજવાનું છે. આ વિશે વિશેષ વાત અને સમજણ ફરી આગળ કરીશું.

**[ક્રમશઃ]**




# યુદ્ધનીતિ – ચાણક્યની દૃષ્ટિએ

☐ હરીશ ખત્રી

**વિ**શ્વનો ઇતિહાસ યુદ્ધોથી ભરેલો છે. પથ્થરયુગથી માંડીને આજે અણુશસ્ત્રોના યુગ સુધી માણસ માણસ વચ્ચે અગણિત યુદ્ધો લડાઈ ચૂક્યાં છે. ભીષણ મહાયુદ્ધોમાં થયેલા માનવસંહારમાં કરોડો લોકો હોમાઈ ગયા છે. આજના જ્ઞાનવિજ્ઞાનના આધુનિક યુગમાં પણ શું યુદ્ધમુક્ત જગતની કલ્પના કરી શકાય છે? ઉપરાંત, વ્યક્તિગત સ્તરે પણ દરેક માણસ કોઈ ને કોઈ જાતની લડાઈનો સામનો કરતો જ હોય છે. તેનાથી કોઈ બચી શકતું નથી. કેટલાક

લોકો સમાધાનનો રસ્તો અપનાવે છે પણ તે ઝાઝું ટકતું નથી. ફરી પાછી સમસ્યા માથું ઊંચકે જ છે એટલે તેનો કાયમી નિવેડો લાવવો જ પડે છે. ત્યારે પ્રશ્ન થાય કે તેનો ઉકેલ શો? લડવું શી રીતે? ભારતવર્ષની એક મહાન વિભૂતિ પાસેથી આપણને માર્ગદર્શન પ્રાપ્ત થાય છે. શિક્ષક, ફિલસૂફ, અર્થશાસ્ત્રી, રાજનીતિજ્ઞ અને કૂટનીતિના સ્વામી એટલે ચાણક્ય. તેમના ગ્રંથ 'અર્થશાસ્ત્ર'માં યુદ્ધકળા અંગે તેમનું વિશદ ચિંતન જોવા મળે છે.

ચાણક્યનીતિના ઊંડા અભ્યાસી તથા 'અર્થશાસ્ત્ર' ગ્રંથ પર પીએચ. ડી.ની પદવી મેળવનાર ડો. રાધાકૃષ્ણન પિલ્લઈ લિખિત પુસ્તક 'યુદ્ધનીતિ - ચાણક્યની દૃષ્ટિએ'માં યુદ્ધની જુદી જુદી રીતો, વ્યૂહરચનાઓ, વિવિધ પ્રકારની શક્તિઓ વિષે વિગતે છણાવટ કરવામાં આવી છે. યુદ્ધમાં જીત માટે જરૂરી હોય છે શત્રુને જાણવો, હ્યુમન સાયકોલોજી સમજવી, પ્રજાનું મનોબળ ટકાવવું, યોગ્ય તક ઝડપવી વગેરે. એ સમયે રાજાઓ વચ્ચે થતાં યુદ્ધો બહુ સામાન્ય હતાં. ત્યારે ચાણક્યએ પોતાની આગવી યુદ્ધનીતિ ઘડી હતી જે આજે પણ એટલી જ પ્રસ્તુત છે.

ચાણક્યની અસાધારણ પ્રતિભા એવી હતી કે અર્થનીતિની સાથે સાથે જ યુદ્ધનીતિના પણ તે નિષ્ણાત અને કાબેલ વ્યૂહરચનાકાર હતા. કૂટનીતિના જાણકાર હોવાથી કૌટિલ્ય કહેવાયા. તેઓ દૃઢપણે માનતા કે શાંતિપ્રિય હોવું એ ઉમદા ગુણ છે પરંતુ, એનો અર્થ એ નથી કે યુદ્ધકળાની આપણને જરૂર નથી. નેતૃત્વના મૂળભૂત ગુણો કેળવવાથી માણસ દૃઢ નિશ્ચય સાથે પડકારોનો સામનો કરી શકે છે. આવા નેતૃત્વમાં જ લોકોને મુસીબતોનું નિવારણ અને આશાનું કિરણ દેખાય છે.

વિશ્વવિજેતા થવા નીકળેલ શક્તિશાળી સમ્રાટ સિકંદરનો ભય ત્યારે ભારતની ભૂમિ પર તોળાતો હતો. તેના આગમનથી ભારતીય સંસ્કૃતિ પર આવનાર જોખમથી જ્ઞાત હોવાથી ચાણક્ય જેવા એક શિક્ષક તેને અટકાવવાની યોજના બનાવવા લાગ્યા હતા. ન તો પોતે રાજા હતા, ન તો કોઈ સત્તા હતી કે ન કોઈ સૈન્ય હતું; મોટા અને શક્તિશાળી રાજાઓ તેમની વાત માનવા તૈયાર ન હતા. આથી, નાના રાજ્યોના રાજાઓનો તે સાથ લે છે. પોતાના વિદ્યાર્થીઓનું જાસૂસી તંત્ર ઊભું કરીને, સિકંદરની નબળાઈઓ જાણી લઈને યુદ્ધની વ્યૂહરચના ઘડે છે અને સિકંદરને હરાવવામાં સફળ થાય છે.

મગધના શક્તિશાળી પણ ઘમંડી રાજા ધનાનંદને પરાજિત કરવા માટે એક શત્રુની સામે બીજા શત્રુનો ઉપયોગ કરવાની જુદી જ પ્રયુક્તિ તે અપનાવે છે. બહારના શત્રુને તો સહેલાઈથી ઓળખી શકાય છે. પરંતુ,

દેશની અંદર રહેલા શત્રુને ઓળખીને તેના બદઇરાદાને નિષ્ફળ કરવાનું કપરું કામ પાર પાડવા માટેના ઉપાય ચાણક્ય અહીં દર્શાવે છે. પડોશી રાજા જ્યારે મગધ સામે યુદ્ધ કરે છે ત્યારે ધનનંદને ઉથલાવીને પોતાના વિશ્વાસુ ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડી દે છે અને તેના જ બાહોશ અમાત્યને પોતાની સાથે લઈ લે છે.

ચાણક્યના મત મુજબ ખરું યુદ્ધ ક્યારેય બહાર લડાતું નથી. તે હંમેશાં અંદર લડાતું હોય છે. જેનામાં આત્મસંયમ હોય છે તે યુદ્ધ જીતે છે. ચાણક્ય તેમના વિદ્યાર્થીઓને 'ઇન્દ્રિય જય'નો સિદ્ધાંત ભણાવતા હતા. લાગણીશીલ માણસ પર તેની ઇન્દ્રિયો કાબૂ જમાવતી હોય છે. તેનાથી મોટી સમસ્યા ઊભી થાય છે. ઇન્દ્રિયોને અંકુશમાં રાખવા માટે ચાણક્ય કહે છે, ''લાગણીશીલ બનો, પણ લાગણીમાં તણાઈ ન જાવ.'' મનને શાંત રાખીને વિચારશક્તિનું વિજ્ઞાન કહેવાતી આન્વીક્ષિકીનો પ્રયોગ કરવો જોઈએ. એ રીતે, યોગ્ય વ્યૂહરચના અને કુનેહ વડે શત્રુને જીતી શકાય છે.

ચાણક્ય જાણતા હતા કે જુદા જુદા પ્રકારના શત્રુઓ સામે યુદ્ધની જુદી જુદી રીતો અપનાવવી પડે છે. યોદ્ધાઓ અને હથિયારો કરતાં બુદ્ધિપૂર્વકની વ્યૂહરચના એક પક્ષને બીજા પક્ષ પર સરસાઈ આપે છે. યુદ્ધની ત્રણ રીતો છે - ખુલ્લું યુદ્ધ, ગુપ્ત યુદ્ધ અને શાંત યુદ્ધ. ખુલ્લું યુદ્ધ સામસામે યોદ્ધાઓ અને હથિયારો વડે લડાય છે. ગુપ્ત યુદ્ધ ગેરીલા રીતિથી લડાય છે. તેમાં દિમાગની શક્તિથી કામ લઈને થોડાક માણસો મોટા સમુદાયને લડત આપે છે. આખી યોજના ખાનગી રાખીને શત્રુને અણધાર્યો આંચકો આપવામાં આવે છે. શિવાજી મહારાજે મોગલો સામે આ રીત અજમાવીને જીત મેળવી હતી. શાંત યુદ્ધની વિશેષતા એ છે કે તે રણમેદાન પર લડાતું નથી. ખાસ કરીને રાજ્યની અંદરના શત્રુ સામે આ પદ્ધતિનો ઉપયોગ થાય છે. તેમાં જાસૂસીતંત્ર મહત્ત્વનો ભાગ ભજવે છે. ઘણી વખત, શત્રુ પક્ષના કુટુંબીજનો વચ્ચે સત્તા માટેની હરીફાઈના સંજોગોમાં સાઇકોલોજિકલ રમત રમવાની હોય છે. જો કે, ચાણક્યની દૃષ્ટિએ, એક જ પ્રકારના યુદ્ધને બદલે બધાં પ્રકારનો યોગ્ય સમન્વય કરવો જોઈએ.

'સામ, દામ, દંડ, ભેદ' - યુદ્ધ જીતવા માટે ચાણક્યની આ પ્રચલિત રણનીતિનો સદીઓથી સફળપણે પ્રયોગ થતો આવ્યો છે જેમાં ચારે યુક્તિઓનો બુદ્ધિપૂર્વક સમન્વય કરીને શત્રુને પરાસ્ત કરવામાં આવે છે. કેટલીક રમતોને પણ ચાણક્ય તેમની યુદ્ધનીતિમાં સાંકળી લે છે; જેમ કે ચેસની રમત. એ સમયે રમાતી 'ચતુરંગ' નામની રમતને તે બહુ જ અગત્યની માનતા હતા. સેનાના ચાર અંગોનો તેમાં સમાવેશ થાય છે.

યુદ્ધ વખતે સૈન્યમાં અગ્રભાગે રથો, પછી ઘોડાઓ, તેની પાછળ હાથીઓ અને છેલ્લે સૈનિકોની ગોઠવણ કરવાની વ્યૂહરચના તેમણે અપનાવી હતી. તેમાંથી જ આધુનિક ચેસની રમતનો ઉદ્‌ભવ થયો હોવાનું માનવામાં આવે છે. યોદ્ધાના માનસિક વિકાસ તથા તેની વ્યૂહાત્મક વિચારપ્રક્રિયામાં 'ચતુરંગ'ની રમત મદદરૂપ નીવડે છે.

જે યુદ્ધનો પાયો નૈતિકતા પર આધારિત હોય છે તે યુદ્ધ સત્તા માટે નહીં, પણ સત્ય માટે લડાતું હોય છે. આવા યુદ્ધને ચાણક્ય ધર્મયુદ્ધ કહે છે. ધર્મનો અર્થ અહીં કર્તવ્ય થાય છે. તેથી જ મહાભારતના યુદ્ધને ધર્મયુદ્ધ કહેવામાં આવે છે. મહત્ત્વાકાંક્ષી રાજાઓની ઇચ્છા વિશ્વવિજેતા બનવાની હોય છે. યુદ્ધ માટે દરેક રાજા નોખી નોખી નીતિ અપનાવતા હોય છે. 'ધર્મ વિજયી' રાજા ધર્મના માર્ગે યુદ્ધ કરે છે. 'લોભ વિજયી' રાજા ભૂમિ અને સંપત્તિ કાજે યુદ્ધ લડે છે જ્યારે 'અસુર વિજયી' રાજા રાક્ષસની જેમ યુદ્ધ લડતા હોય છે. ચાણક્યના મતે, સાચો યોદ્ધા એ છે જેનામાં સત્તાના મોહનો અભાવ અને અધ્યાત્મ પ્રત્યે લગાવ હોય છે.

યુદ્ધમાં મુખ્યત્વે ત્રણ શક્તિઓનો વિનિયોગ કરવામાં આવે છે. મંત્રશક્તિ – જેમાં વાટાઘાટો કે મંત્રણા દ્વારા, પ્રભુશક્તિ – જેમાં બાહુબળ કે નાણાંબળ દ્વારા અને ઉર્જાશક્તિ – જેમાં સેનાની ઊર્જા અને જુસ્સાને પ્રોત્સાહિત કરીને યુદ્ધ માટે પ્રેરવામાં આવે છે.

આ તો થઈ પ્રાચીન અને ઐતિહાસિક કાળના યુદ્ધોની વાત. આ રીતો આજે કેટલી કામ લાગે? વાસ્તવમાં, સ્થૂળ બાહ્ય યુદ્ધની સાથે મનુષ્યની મનોભૂમિ પર આંતરિક યુદ્ધ તો દરેક કાળમાં થતું જ હોય છે ને! જીવાતા જીવનનું ભાગ્યે જ એવું કોઈ ક્ષેત્ર આજે જોવા મળશે જ્યાં પ્રગટ કે પ્રચ્છન્નપણે સામસામી છાવણીઓ વચ્ચે સંઘર્ષ ન થતો હોય! બે કે વધુ પક્ષો વચ્ચે ઠંડુ યુદ્ધ હંમેશાં ચાલતું હોય છે. રોજિંદા જીવનના સંઘર્ષમય માહોલમાં પરિવાર, સમાજ, સંસ્થા, સરકાર અને દેશના વિવિધ વર્ગો વિભાજિત થતાં સત્તાના દાવપેચ બધે ખેલાતા જોવા મળે છે. ચાણક્ય માને છે કે યુદ્ધ કે સંઘર્ષ એ મુખ્યત્વે 'દિમાગનો ખેલ' છે એટલે દિમાગી ચાતુરીનો કુનેહપૂર્વક ઉપયોગ કરીને જીત મેળવવા પ્રયત્નશીલ રહેવું જોઈએ. એ માટે, વિવેકબુદ્ધિને સતેજ રાખીને, માનસિક સ્વસ્થતા અને પ્રસન્નતા જાળવીને આ કસોટીમાંથી પાર ઊતરવાની જડીબુટ્ટી ચાણક્યની ચાતુર્યશક્તિમાંથી આપણને સાંપડે છે.

('યુદ્ધનીતિ - ચાણક્યની દૃષ્ટિએ', લેખક: રાધાકૃષ્ણન પિલ્લઈ, પ્રકાશક : આર. આર. શેઠ **પ્રાપ્તિસ્થાન :** આર. આર. શેઠ એન્ડ કંપની પ્રા. લિ. 'દ્વારકેશ', રોયલ એપાર્ટમેન્ટ પાસે, ખાનપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧. ૭, 'અર્થબાગ', ૧૧૬, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨.)

# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૩૭. મારા પડોશીઓ

**પ**ડોશની દુનિયા જુદી હતી.

વિશાળ પ્લોટના આગળના ભાગમાં એક માળનો બંગલો એમાં માલિક પોતે રહે, પાછળ જગ્યા વધી એમાં વૃક્ષો વાવી શકાય, પરંતુ પોતે વેપારી તેથી ફ્લેટ વાવ્યા હતા. ભોંયતળિયે બે, ઉપરના માળે બે અને ધાબા પર બાથરૂમ સાથેની એક નાની રૂમ. ધાબાનો બાકીનો ભાગ ખુલ્લો. આમ, કુલ પાંચ ભાડવાત.

ભોંયતળિયે ડાબી બાજુનો ફ્લેટ અમારો. બે રૂમ અને નાનું રસોડું.

મકાનમાલિક ભાડવાતની સાથે એક જ મકાનમાં અથવા અડીને પાસેના મકાનમાં રહેતો હોય તો પણ એ પડોશીની વ્યાખ્યામાં આવે નહીં. એનો દરજ્જો જુદો. માલિક તે માલિક અને ભાડવાત તે ભાડવાતઃ જ્ઞાતિભેદ છે. તે વિશે લાગતાવળગતાઓમાં કોઈ ગેરસમજ હોવી જોઈએ નહીં.

આ છે સામાન્ય અનુભવ. હવે, અમારા મકાનમાલિક કેવા હતા અને ભાડવાતો સાથેનો એમનો વ્યવહાર કેવો હતો તેના ઉદાહરણરૂપે એક નાનો પ્રસંગ જોઈએ.

કોઈ સામાજિક કામે મારાં પત્ની તથા બાળકો થોડા દિવસ માટે વતન ગયેલાં અને ઘરમાં હું એકલો. આની જાણ થઈ એવા જ એ, સવારસવારના મારી પાસે આવ્યા.

'એકલા છો તો જમવાનું શું કરશો?'

'બહાર ક્યાંક હોટેલ-'

'એવું ચાલતું હશે? અમે નથી?'

એમણે ઉદારતા બતાવી, પણ એમ કંઈ આવા આમંત્રણને ઝડપી લેવાય નહીં. રોજ કોઈને ઘેર જમવાનું મને ફાવે પણ નહીં. કઈ ભાષામાં આ દરખાસ્તને

પાછી ઠેલવી તે વિચારતો હતો ત્યાં-

'હું વ્યવસ્થા કરું છું.'

હું ગુંચવાયો. મેં માની લીધું એવું નહોતું, કંઈક જુદી જ વાત હતી. એ વ્યવસ્થા કરવા માગતા હતા. વ્યવસ્થા કેવી હોઈ શકે? એમને ઘેરથી થાળી આવે? કે પછી બહાર કોઈ સારી જગ્યાએથી ટિફિન (ઘર જેવું!) આવે?

'મારી દીકરી બે ટાઈમ આવીને રસોઈ કરી જશે.'

એમને બે જુવાન દીકરીઓ હતીઃ મોટી એમ.એ.માં હતી અને નાની કોલેજના બીજા કે ત્રીજા વર્ષમાં.

મારો સંકોચ જોઈને એમને નવાઈ લાગી, 'કેમ? મારી દીકરી તે તમારી દીકરી નથી?'

*

અમારી બાજુના ફ્લેટમાં એક યુવાન બેન્ક ઓફિસર રહેતા હતા. નામ લાંબું હશે પણ અમે એમને 'બેનીભાઈ' કહેતા. એમનાં પત્નીનું નામ, મને યાદ છે ત્યાં સુધી, ફેની હતું. એકાદ વર્ષનો પુત્ર તે બેનિટો. પતિ-પત્ની બંને સરળ અને વિનમ્ર, એમાં પણ બેનીભાઈ કંઈક વધારે પડતા શરમાળ.

મકાનમાલિકના સંદર્ભમાં ઉલ્લેખ થયો એવા સંજોગો એકવાર એમને આવ્યાઃ ફેનીબહેન બાળક સાથે એમને વતન ગોવા ગયાં. બેનીભાઈ એકલા રહ્યા, તેથી મારાં પત્નીએ સૂચન કર્યું, 'બેનીભાઈને એકાદવાર જમવાનું કહીએ.'

પડોશીઓ વચ્ચે આ વ્યવહાર સામાન્ય ગણાય, પણ આ પ્રસંગ નોંધપાત્ર બન્યો છે તે બેનીભાઈના પ્રતિભાવને કારણે. હું નોતરું આપવા ગયો ત્યારે મારી વાત સાંભળીને એ અસ્વસ્થ બની ગયા. કંઈ કંઈ બહાનાં રજૂ કર્યાં, તતફફ કર્યું.

કંઈ ચાલ્યું નહીં, છેવટે દયામણા સ્વરે હા પાડી.

સાંજે આવ્યા 'જમ્યા-' એમ ન કહી શકાય. ભોજનમાં વેઠ ઉતારી. હાથ ધોઈને તરત ગુડબાય!

એમનું ઘર દસ જ ડગલાં દૂર, પણ અતિથિ તે અતિથિ. હું એમના બારણા સુધી વળાવવા ગયો.

ત્યાં, આભાર વ્યક્ત કરતા અતિશય દીર્ઘ અને ક્લિષ્ટ સંભાષણના અંતે કહે, 'માય વાઈફ, આઈ મીન વી હેવ બીન મીનિંગ ટુ ઇન્વાઈટ યુ ફોર ડિનર, બટ-'

એક બીજાને ઘેર જમવું એમાં બટ શાનું આવે? મુહૂર્ત કઢાવવાનું છે?

'-બટ, ધ થિંગ ઇઝ-'

થિંગ શું છે, કેવી છે, કેવડી છે? બોલો ઝટ!

'-સિન્સ વી આર કેથલિક્સ-'

'અરે બેનીભાઈ!'

આ પ્રસંગ પર ટિપ્પણી કર્યા વગર એટલું કહું કે ફેનીબેન પરત આવ્યાં તે પછી અમને એમના હાથની ગોઅન વાનગીઓનો સ્વાદ ચાખવા મળ્યો.

પાલનપુરથી મારી બદલી અમદાવાદ થઈ ત્યારે શરૂઆતના દિવસોમાં બેનીભાઈ ઓફિસે મળવા આવ્યા. એમની પણ બદલી થઈ હતી અને બેંકની મણિનગર શાખામાં કામ કરતા હતા.

સંકોચ, ક્ષોભ એવા ને એવા અકબંધ સાચવી રાખ્યા હતા. કેમ છો શું છે – જેમતેમ પતાવી સીધા કામની વાત પર આવ્યા.

'માય વાઈફ સજેસ્ટેડ ધેટ, સિન્સ મિ. ચાવડા ઇઝ હીઅર-'

એટલે કે વિચાર એમનો, મૌલિક નહોતો, એ તો માત્ર સંદેશવાહક હતા. ફેનીબહેને પુછાવ્યું હતું કે, બેનિટો ત્રણ-સાડાત્રણનો થયો છે, એને મણિનગરની કોઈ ઇંગ્લિશ સ્કૂલમાં એડમિશન મળે?

કેમ ન મળે?

આજે જ મળે, અત્યારે જ મળે. બોલો, કઈ સ્કૂલમાં જોઈએ?

બેનીભાઈ સાથેની એ છેલ્લી મુલાકાત. એ કુટુંબને ઉપયોગી થઈ શક્યો તેનો મને આનંદ છે.

*

મારી નેમ-પ્લેટનું આખ્યાન આપણે વાંચી ચૂક્યા છીએ. જોડણીની ભૂલને કારણે એને કેટલું વેઠવું પડ્યું અને એનો કેવો નાલેશીભર્યો અંત આવ્યો તે આપણે જાણીએ છીએ. એનું આયુષ્ય ટૂંકું હતું, માંડ એકાદ-બે અઠવાડિયાં જેટલું, પરંતુ એ દરમિયાન આવતાં-જતાં કોઈની નજર એની ઉપર પડે અને તે વ્યક્તિને જોડણી વિશે ખાસ આગ્રહો ન હોય, તો-

'નામ વાંચીને આવ્યો છું.'

એક ઊંચા, ગોરા અને ખૂબ દેખાવડા યુવાન એક દિવસ બારણામાં આવીને ઊભા રહ્યા. પોતાનો પરિચય આપ્યો. નામ રણજિતસિંહ ચાવડા અને રહેવાનું બિલકુલ અમારી ઉપરના ફ્લેટમાં. વતન માણસા પાસેનું માણેકપુર ગામ. અમારા ઘરથી થોડે જ દૂર, ભીલવાડા સર્કલ પાસે એમનું સિનેમા હાઉસ હતું.

પ્રારંભિક વાતચીત પછી સીધો જ પ્રશ્ન, 'આપને મકાન કેવી રીતે મળ્યું?'

મકાન ભાડે રાખવામાં વળી કોઈ રીત હોય? એકને આપવું છે, બીજાને લેવું છે. બે પક્ષ વચ્ચે કોઈના માધ્યમથી અથવા સીધેસીધો સંપર્ક થાય, ભાડાની રકમ નક્કી કરવામાં આવે, શરતો જણાવવામાં આવે (ભીંત પર ખીલીઓ મારવી કે ન મારવી)-

'મારે તો કેટલું ભટકવું પડ્યું હતું!'

'એવું કેમ?'

'અમુક પ્રકારનાં નામ હોય એવા માણસોને... અહીં... મકાન કોઈ આપતું નથી!'

આ વાત એમણે હસતાંહસતાં કરી. એમાં સહેજ પણ કટુતા નહોતી, વિસ્મય હતુંઃ આવું કેમ હશે?'

'હવે, કરવું શું? આપણાથી ચંદ્ર કે કુમાર તો બનાય નહીં.'

મેં કહ્યું, 'સાચી વાત. રણજિતશંકર કે રણજિત પ્રસાદ પણ ન જ બનાય.'

અત્યંત વિનમ્ર અને સુંવાળા માણસ, અમારી મહેસાણાની ભાષામાં 'પાણીથી યે પાતળા.' ત્રણ નાનાં સંતાનો - એક પુત્ર અને બે પુત્રીઓ. પુત્રીઓ પરીઓ જેવી. રણજિતસિંહ વયમાં મારાથી નાના નહીં હોય, છતાં એમનાં પત્ની મર્યાદા રાખતાં, મને જોઈને લાંબો ઘૂમટો તાણતાં.

આવું કુટુંબ જ્યાં વસતું હોય તે ઘર કે શેરીની શોભામાં ઘટાડો થાય એવું હું માનતો નથી.

સિનેમાહાઉસ અમારા ઘરથી થોડાં જ ડગલાં દૂર છતાં અમે એનો ખાસ લાભ લઈ શક્યાં નહીં. સજ્જનો પણ આપણને અમુક સંજોગોમાં નડતરરૂપ થઈ શકે છે.

એકવાર અગાઉથી જાણ કરીને ગયાં, તો-

'અરે, આપને ટિકિટ લેવાની હોય! પહેલાં એ કહો કે શું લેશો- આઈસક્રીમ? કોલ્ડ ડ્રિંક્સ?'

જેવા સાથે તેવા – એ ન્યાયે બીજીવાર જવાનું થયું ત્યારે અમે યુક્તિ કરીઃ ટિકિટ કોઈની દ્વારા પહેલેથી મંગાવી લીધી, રાતના છેલ્લા શોની, અને દ્વારપાળોની નજર ચૂકવી અંધારા ભેગા ઓળા બની રૂપેરી પડદાની સામે ગોઠવાઈ ગયાં. ફિલ્મ શરૂ થઈ, સંગીતના મધુર સૂર રેલાયા, પોતાની કપટબુદ્ધિ પર વારી જતાં અમે સીટમાં લાંબાં થયાં, હાશ કર્યું-

ત્યાં તો, ફિલ્મની સ્ક્રિપ્ટમાં નહોતું એવું દશ્ય દાખલ થયું. પ્લે વિધિન પ્લે. ફિલ્મ વિધિન ફિલ્મ. આગળ રણજિતસિંહ. પાછળ બે સેવકો. આમ સંતાઈને આવો તે ચાલતું હશે?

સજાગ જાસૂસીતંત્ર દ્વારા બાતમી પહોંચાડવામાં આવી હશે. સ્થળકાળની પરવા કર્યા વિના અતિથિઓનું સ્વાગત કરવામાં આવ્યું. એક સેવકની ટ્રેમાં પાણીના ગ્લાસ, બીજાની પાસે કોલ્ડ ડ્રિંક્સ. દરમિયાન ટિકિટના પૈસા મારા શર્ટના ખિસ્સામાં સરકાવી દેવામાં આવ્યા.

તે દિશામાં બીજીવાર ફરકવાની હિંમત કોણ કરી શકે?

*

પહેલા માળે, રણજિતસિંહની બાજુના ફ્લેટમાં ભાડવાતોની અવરજવર ચાલ્યા કરતી. થોડો સમય કોઈ ફાઈનેન્સ કંપનીના મેનેજર રહ્યા. તે પછી એક નિવૃત્ત પોલીસ અધિકારી આવ્યા. વૃદ્ધ દંપતીનું એકાકી જીવનઃ માજીને તો ક્યારેય જોયાનું સ્મરણ નથી, દાદા કોઈક જ વાર નીચે ઊતરે. મળવાનું થાય તો 'સાહેબજી' કરે.

રહ્યો ધાબા પરનો રૂમ.

એમાં એક યુવાન રહેતો હતો, છોકરો જ કહી શકાય. અમદાવાદથી તાજો જ ગ્રેજ્યુએશન કરીને ભાવનગરની કોઈ કંપનીમાં જોડાયો હતો. પગાર ટૂંકો હશે. મોટો ફ્લેટ પરવડે નહીં. અપરિણિત

યુવાનને એની જરૂર પણ નહીં. મધ્યમ વર્ગનાં માતાપિતાનો જ્યેષ્ઠ પુત્ર, નાનાં ભાઈ-બહેનોની જવાબદારી એને માથે. પહેલીવાર ઘર છોડીને નીકળ્યો હતો. એને એકલું ન લાગે, ખાસ તો જમવાની તકલીફ ન પડે, તે હેતુથી સાથે નાની બહેનને પણ મોકલવામાં આવી હતી. તે કોલેજના બીજા કે ત્રીજા વર્ષમાં હતી.

ભાઈબહેનને ઝાઝો સમય કુટુંબથી દૂર રહેવું પડ્યું નહીં, એકાદ વર્ષમાં યુવાનને અમદાવાદમાં જ વધારે પગારની સારી નોકરી મળી. ઝડપી વિદાય, ગુડબાય! મુસાફર જેવાં હતાં. નાની કુટીર, એમાં મુઠ્ઠીભર સામાન. સામાનને પણ, ઘેર પાછા જવાના ઉત્સાહમાં વજન રહે નહીં. ટ્રક કે ટેમ્પાની જરૂર નહીં. બિસ્તરા-પેટી બસના છાપરે ચડાવી રવાના થઈ જવાનું.

સાંજે મારે ઘેર પ્રશ્ન આવ્યોઃ આ છોકરાંને કાલે સવારે તો જવાનું છે. સામાન બંધાઈ ગયો હશે. એમને જમવાનું શું?

એ પડોશીઓ સાથે અમારે માંડ આઠદસ શબ્દોની આપલે થઈ હશે. યુવાન સાથે નજર મળે તો હસીને ચાલ્યા જાય. બહેનને રોજ સવારે પીવાના પાણીની ડોલ ભરવા માટે નીચે આવવું પડે, તે અમારા ઓટલા આગળથી પસાર થાય. વ્યવહાર ગણો તો આટલો.

ઘણી આનાકાની પછી અમારા આમંત્રણનો સ્વીકાર થયો. એમણે પહેલીવાર અમારા ઘરમાં પગ મૂક્યો. સાથે જમ્યાં. થોડીવાર બેઠાં.

નીકળતી વખતે ક્ષોભ સાથે બંને બારણામાં ઊભાં રહી ગયાં, 'તમને તો અમે ક્યારેય અમારું ઘર બતાવી શક્યાં નહીં-'

હજુ ક્યાં વહી ગયું હતું? તે રાત પૂરતો કુટીર પર એમનો હક હતો. વસવસો રહી જાય તે સારું નહીં.

મેં આટલું જ પૂછ્યું. 'ચંપલ પહેરી લઉં કે ચાલશે?'

'પણ... તમને બેસાડીશું ક્યાં?'

'તમારી સાથે.'

વિષાદ થાય એવું એ દૃશ્ય હતું. નાની ઓરડી. ગઠરિયાં તો બંધાઈ ગઈ હતી, બસ, રાત પસાર કરવાની હતી. તે માટે ધાબામાં કંઈક ચાદર જેવાં પાથરણાં પાથરેલાં હતાં.

અજવાળી રાત અને ખુલ્લું ધાબું.

લગભગ અપરિચિત એ ભાઈબહેન. અમારી વચ્ચે વયમાં ઝાઝો ફેર નહીં, છતાં એક પેઢીનું અંતર. મને હતું કે વિવેક પૂરતું બે-પાંચ મિનિટ બેસીને નીકળી જઈશ, પણ ઊઠવાનું કરું ત્યાં બહેન હળવેથી કહે, 'ના, બેસો થોડી વાર.'

વાતોના વિષય, તેમનું સ્વરૂપ, ભાષા, તેનાં આંદોલનો અને છંદો જે હોય તે, પણ અચાનક, હું કંઈક વાત કરતો હતો તે વચ્ચેથી અટકાવીને એ બોલી ઊઠી, 'હેઈ!'

'શું થયું? શાનું હેઈ?'

'તમે તો-?'

'હું તો શું?'

'તમે તો બિલકુલ અમારા જેવા જ છો!'

'તમારા જેવો એટલે કેવો?'

'જોલી માણસ!'

'મારે માટે આ વિશેષણ!'

'તેની આજે ખબર પડી?'

'હાસ્તો! માણસ બોલે તો ખબર પડે ને? સાચું કહું? મને તો તમારી બીક લાગતી હતી.'

ભાઈને લાગ્યું હશે કે અણસમજુ નાની બહેન બફાટ કરી રહી છે, કોની સાથે કેમ બોલાય તેનું ભાન નથી. એણે વારવાનો પ્રયત્ન કર્યો, 'શું ગાંડા જેવી વાત કરે છે!' બીક શાની?'

'ઓટલા ઉપર બેસીને જાડાં થોથાં વાંચવાં, કોઈની સામે જોવું નહીં, વાત કરવી નહીં!'

એટલે કે, પોતાના વિશે મારો જે ખ્યાલ હોય તે, એને મારામાં સરકારી માણસ દેખાતો હશેઃ ભારેખમ, જાડી ચામડીનો, મિથ્યાભિમાની.

વાત છે ચહેરાનીઃ ચહેરો, દર્પણમાં જોઈએ તે નહીં, અન્યને દેખાય તે.

*

પડોશીઓ વિશેના આ લખાણ પણ નજર કરું છું તો એક મુદ્દો ધ્યાનમાં આવે છેઃ દરેક સાથેના મારા સંબંધના કેન્દ્રમાં, હોઠેથી સહજ રીતે સરેલું નાનકડું વિધાન છે.

'મારી દીકરી તે તમારી દીકરી નથી?' મકાન-માલિકનો પ્રશ્ન.

'તમે અમારા ઘેર જમો ખરા?'- બેનીભાઈનું સંશયમિશ્રિત આશ્ચર્ય.

'તમને મકાન ભાડે કેવી રીતે મળ્યું?' રણજિતસિંહને મૂંઝવતો કોયડો.

'તમે તો સાવ અમારા જેવા જ છો!'- એક નિર્દોષ બાળા દ્વારા થયેલી શોધ.

**[ક્રમશઃ]**



# સલીથો

**☐ એકતા નીરવ દોશી**

**"મમ્મી,** જો તો હું શું લાવી છું!" મેં ઉત્સાહિત સ્વરે મમ્મીને બૂમ પાડી. રસોડામાંથી હાથ લૂછતી મમ્મી બહાર આવી.

"જમાઈ લાવી કે શું!" મારા હાથમાં રહેલ ખરીદી જોતાં જ મમ્મીના હસતા ચહેરા ઉપર કાંટા ઊગી નીકળ્યા.

"આ શું! જ્યારે ને ત્યારે ભંગારમાંથી સલીથા ઉપાડી લાવે છે. હું તસુભારની જગ્યા નથી કરી દેવાની. તારા ઓરડામાં જ રાખજે."

મને લગભગ દર શનિવારની સાંજે ઓફિસથી છૂટીને કબાડીની દુકાને જવાની આદત હતી. અદ્‌ભુત પુસ્તકો, જૂના સમયના જર્મન-સિલ્વરના ગ્લાસ જેવી કોઈકના માટે નકામી થઈ ગયેલી

મૂલ્યવાન વસ્તુઓ નજીવા ભાવે મળી જતી અને આજે આ મળ્યો. ખૂબ ગમી ગયો એટલે લાવી પણ મમ્મીએ મારી પસંદગીને અણગમાથી જોઈ. મેં એને ખુરશીના ટેકે બરોબર ટેકવ્યો અને તેની સામે મુગ્ધ નજરે જોઈ રહી. એકદમ બારીક નકશીકામથી હું એના પ્રેમમાં પડતી જતી હતી. કેટલો સુંદર, કોને ખબર કઈ રૂપગર્વિતાના ઓરડાની શોભા બન્યો હશે! હું એના વચ્ચેના ભાગ ઉપર લાગેલો કાગળ ખોલવા માંડી.

"પ્લીઝ, તૃષા! અહીં નહીં, હમણાં નહીં. જમ્યા પછી તારા ઓરડામાં જ ખોલજે." મમ્મીના ચહેરા ઉપર ઊગેલા કાંટા વધારે મોટા થયા. પચાસમાં વર્ષેય સુંદર દેખાતી મમ્મીએ આ કાંટાઓથી જ તો પોતાની આસપાસ અભેદ્ય કવચ બનાવ્યું હતું, નહીંતર છૂટાછેડા લીધેલી સ્ત્રીને જોઈ લાળ ટપકાવતાં વરુઓની સમાજમાં ક્યાં કમી હોય છે! હું મમ્મીને પ્રેમથી ભેટી, તેના ચહેરાના કાંટા જરા જરા ખૂંચતા હતા. જમવાનું પતાવી, થોડી વાતો કરી, મારા નવા સાથીને લઈ મારા ઓરડામાં ગઈ. ચારેકોર નજર ફેરવી, મારા પલંગની બાજુની દીવાલ મને યોગ્ય લાગી. ત્યાં નાનકડી પરીનું ચિત્ર હતું તે ઉતાર્યું અને આને લગાવ્યો. એક અરીસો...

"જસ્ટ પરફેક્ટ" હું બોલી ઊઠી. તેમાં મારા પ્રતિબિંબને જોવા ઉતાવળી થઈ. જો કે અરીસાની ખૂબસૂરતી મારા શ્યામવર્ણ અને માંસ વિનાના શરીરમાં કોઈ ફેરફાર નહોતી કરી શકવાની. છતાંય મેં એના વચ્ચેના ભાગ ઉપરથી કાગળ ફાડ્યો અને ઉત્સુકતાથી એની સામે ગોઠવાઈ ગઈ પણ આ શું...

અરીસામાં મારા પ્રતિબિંબને બદલે એક પલંગ દેખાયો, મેં અરીસાને ઘસીને સાફ કર્યો. પલંગ જોતજોતામાં બની ગયો- અગાધ દરિયો. ધવલ ચાંદનીમાં નહાતો, શાંત દરિયો. મને દૃશ્ય બહુ ગમ્યું. થોડીવાર થઈ ત્યાં એ દરિયામાં એક જળપરી દેખાઈ, મેં આંખો ચોળી પણ હા, એ જળપરી જ હતી. તે દરિયાની સપાટી ઉપર આવી ચાંદની માણતી હતી, ત્યાં જ દરિયામાં હોડી ઉપર સવાર એક નાવિક દેખાયો. જે હલેસાં મારતો જળપરી તરફ આગળ વધી રહ્યો હતો. એ નાવિક... ના, ના આદમ. મને એ નાવિકને આદમ નામ આપવું યોગ્ય લાગ્યું. મને ડર લાગ્યો કે એ આદમ જળપરીનો શિકાર ન કરી લે. આદમ તેના સ્નાયુબદ્ધ શરીરથી હલેસાં વડે દરિયામાં તોફાન ઉત્પન્ન કરી રહ્યો હતો. હું એકદમ ડરી ગઈ કે આ સુંદર જીવ ઉપર આફત ન આવી જાય. હું અરીસાની અંદર જવાનો પ્રયાસ કરવા લાગી જે શક્ય નહોતું. હું અવાજ દઈ તે આદમને રોકવા માગતી હતી પણ મારો અવાજ ગળામાં જ સુકાઈ ગયો હતો.

હું કોઈપણ ભોગે જળપરીને બચાવવા માગતી હતી પરંતુ ત્યાં તો જોયું કે જળપરી આદમની સામે જોઈ મલકતી હતી, ઘડીકમાં તેની હોડીની જમણી બાજુ તો ઘડીકમાં ડાબી બાજુ ઊછળી તેને આહ્‌વાન આપતી હતી. આદમનું ધ્યાન સંપૂર્ણપણે તેના ઉપર જ કેન્દ્રિત થઈ ગયું હતું, જળપરી નૃત્ય કરતી હતી અને મારો ભય સાચો પડ્યો, આદમે તેને પોતાની હોડી ઉપર ખેંચી લીધી. દરિયાનાં મોજાં ખૂબ ઉછળવા લાગ્યાં અને દરિયો તોફાને ચડ્યો પણ ડરવાને બદલે આદમ અને જળપરી બંને તોફાન માણી રહ્યાં હતાં. તેમને સાથ આપવા દરિયો જોર જોરથી હિલોળે ચડ્યો હતો, ચાંદનીનો અજવાસ અચાનક ઘણો વધી ગયો હતો. જળપરી એ આદમ સાથે ખુશ હતી, બંને આનંદથી એકબીજાને ભીંજવી રહ્યાં હતાં, બંનેની ખુશીની કિલકારીઓથી આખો દરિયો ગાજી રહ્યો હતો. એમના આનંદની વાછટમાં હુંય પૂરેપૂરી તરબોળ થઈ ગઈ. મારા બંને પગ સજ્જડ રીતે ભીંસાઈ ગયા, અનુભવાતો હતો ફક્ત અદ્‌ભુત આનંદ. જળપરી તેના આદમને લઈ દરિયામાં ઊંડી ઊતરી ગઈ અને થોડીવાર પછી દરિયો શાંત થઈ ગયો. તેમ છતાંય મારી નજર ત્યાંથી ખસતી નહોતી, હું અરીસા તરફ પડખું ફરી સૂઈ ગઈ. દરિયાનાં મોજાં મારા ઉપર રાતભર આછોઆછો છંટકાવ કરતાં રહ્યાં. આંખ ખૂલી જતી તો નજર દરિયા તરફ જ જતી પણ આટલા હિલોળા લીધા પછી થાકીને એ શાંતિથી ઊંઘી રહ્યો હોય તેવું લાગતું હતું, આછા અજવાસમાં ખૂબ જ મોહક.

સવારે ઊઠીને પણ નજર સીધી અરીસા ઉપર જ પડી, ત્યાં ફરી પલંગ હતો, ન દરિયો, ન આદમ, ન જળપરી. હું થોડીવાર તેને તાકતી બેઠી રહી. રાતનાં દૃશ્યો ઘડી ઘડી મારી નજર સામે આવી જતાં અને દર વખતે આહ્‌લાદક અનુભૂતિ. એકવાર થયું મમ્મીને બતાવું પણ એનો કાંટાળો ચહેરો યાદ આવતાં મને અરીસો ઢાંકી દેવો જ ઠીક લાગ્યો. નાહવા બેઠી તોય જળપરી અને આદમની યાદ છાલક મારી જતી. ટુવાલ સૂકવવા બાલ્કનીમાં નીકળી તો મારી દીવાલની બાજુની બાલ્કનીમાં આદમ ઊભો હોય તેવું લાગ્યું. હા! કોઈ સ્નાયુબદ્ધ યુવક હતો તો ખરો જ, મારું હૃદય ધબકાર ચૂકી ગયું અને હું પાછી અંદર ઘૂસી ગઈ.

રવિવાર હતો એટલે કામ ઉપર તો જવાનું હતું નહીં. મમ્મી પાસે જઈ એકદમ વળગી પડી. આજે તેના ચહેરાના કાંટા જરા ભીના અને વધારે મુલાયમ થયા હતા કે પછી મને ઊડેલા છાંટાની અસર હતી?

"મમ્મી, આપણી બાજુનો ફ્લેટ તો ખાલી હતોને! કે કોઈ રહેવા આવ્યું

છે?" મેં ગળે લટકતાં જ પૂછ્યું.

"અરે, નીરજ- રોહિણી તો રહે છે." મમ્મીએ કહ્યું.

"તારા ઓરડા બાજુ નહીં મમ્મી, મારા ઓરડા બાજુ." મેં ફરી પૂછ્યું.

"કોઈને જોયા તો નથી પણ કદાચ કોઈ યુવક આવ્યો છે. છોડ હવે મને, ત્રીસ વરસની થઈ પણ નાનપણ જતું નથી. ચાલ ફ્રેશ થા એટલે થોડાં કામ પતાવી, બજારમાં જઈ આવીએ. કાલથી તો તું ઓફિસમાં બિઝી." મમ્મીએ પ્રેમથી પોતાને છોડાવતાં કહ્યું.

આખો દિવસ વ્યસ્ત ગયો. જો કે વચ્ચે સમય મળતાં જ હું અરીસાનો પડદો ઊંચો કરીને જોઈ લેતી. પલંગ જ દેખાતો હતો. જો કે એકાદવાર આદમ દેખાયો તો ખરો, જાણે જળપરીની રાહ જોતો હોય એવું લાગ્યું. શું મારો આ અરીસો મને કોઈ અરેબિયન નાઇટ્સની પરીકથા દેખાડી રહ્યો હતો!

હું જલદી રાત પડવાની રાહ જોતી હતી. રાત થતાં મેં અરીસાનું આવરણ હટાવ્યું. મારા આશ્ચર્ય વચ્ચે પલંગની બદલે ફરી દરિયો હતો, આજની ચાંદનીમાં દરિયો વધારે મધુરો લાગતો હતો... ખારો કે મધુરો? મેં હોઠ ઉપર જીભ ફેરવી જોઈ, મીઠો મધુરો જ લાગતો હતો. ફરી જળપરી દેખાઈ, ફરી આદમ આવ્યો, આ તો સાચે સવારે બાલ્કનીમાં દેખાયેલો. હું શરમાઈ ગઈ, ધીમેથી આંખ ઊંચી કરીને જોયું. ફરી તેમની કાલવાળી ક્રીડા શરૂ થઈ, હવે એ ક્રીડાને અનુભવનારો સાથી એકલો દરિયો નહોતો, હું પણ હતી. હું પણ એમની સાથે એટલી જ તરબોળ અને ઘૂઘવાતી બની જતી જેટલો દરિયો. એક અલગ જ ખુશીની લહેર મારા અસ્તિત્વમાં દોડી જતી, પરમ તૃપ્તિ, પરમ સંતોષ અને હજુ વધારેની ઇચ્છા પણ ખરી! જળપરીની સાથે હું પણ દરિયામાં ગોથાં લગાવતી હતી. ચંદ્રનો પ્રકાશ ભરતીનો જુવાળ હજુ વધારતો અને આદમ દરિયા સાથે બાથ ભીડી જળપરી ઉપર વહાલ વેરતો રહેતો. આદમ અને જળપરી દરિયામાં ખોવાઈ ગયાં પછી આખી ભીંજાયેલી હું એ દિશામાં જ મોઢું રાખી સૂઈ ગઈ. તે દિવસ જેવી મીઠી ઊંઘ ઘણાં વર્ષોથી નહોતી આવી. સવારના સૂરજનાં સોનેરી કિરણોમાં શોભતો દરિયો ફરી પલંગ બની, ધીર-ગંભીર લાગતો હતો. આદમ કે જળપરી કોઈ નહોતું. મેં અરીસો ઢાંક્યો.

ઓફિસ જવાનું મન નહોતું, ક-મને તૈયાર થઈ. આજે મમ્મીનો ચહેરો એકદમ ખીલેલા ગુલાબ જેવો લાગતો હતો. બધા કાંટા ઓગળી ગયા હતા. આ અરીસો ખરેખર અદ્ભુત હતો. જતા અગાઉ પણ મેં એકવાર અરીસાની પાર જોઈ લીધું પણ પલંગ સિવાય કાંઈ ન દેખાયું. ઘરની બહાર નીકળતાં બાજુના ફ્લેટના દરવાજાને તાળું મારતો યુવાન દેખાયો. એ જ બે રાતથી દેખાતો આદમ હતો. ક્યાંક આ અરીસો આરપાર

જોવાની બારી તો નહોતો! હું આખો દિવસ ખોવાયેલી રહી. ઓફિસમાં પણ જળપરી અને આદમના વિચારોએ મારા ઉપર કબજો જમાવેલો રાખ્યો. એ યાદ કરવાથી પણ મારા ઉપર અહીં સુધી વાછટ ઊડતી હતી. જો કે મને હજુ આદમ ઉપર વિશ્વાસ નહોતો. એ જળપરીને પ્રેમમાં પાડી, થોડા સમયનો આનંદ આપી પોતાનો સ્વાર્થ સાધી લેશે. બીજી કોઈ અપ્સરા મળી જશે તો જળપરીને ભૂલી જશે અથવા તો જળપરીને ફસાવી વેચી દેશે. હું ઇચ્છતી હતી કે મારી અરેબિયન નાઇટ્સની વાર્તા અહીં જ અટકી જાય. મને જળપરીની સતત ચિંતા થતી હતી.

સાંજ પડી, રાત પડી અને ફરી મેં મારા અરીસાનો પડદો ઊંચો કર્યો. પણ આ શું! મારા આશ્ચર્ય વચ્ચે પલંગ વેરાન રણમાં ફેરવાયો! જાણે કે ત્યાં કોઈ દરિયો જ નહોતો, દરિયો તો શું જળનું એક ટીપુંય ન મળે તેવું સૂકું રણ હતું. આવા રણમાં જળપરી તો ક્યાંથી હોય! મને લાગ્યું કે અરીસો આજે કોઈ બીજી વાર્તા બતાવવાનો છે. ચંદ્રના આછા અજવાળામાં રેતી ચમકતી હતી. રેતી ઉપર થોડા સળ હતા, સળ રણને જીવંતતા આપતા પણ તે કાંઈ મોજાં જેવાં થોડા ઊછળે! ત્યાં તો એ જ આદમ આવ્યો. એકલો અટૂલો. તેના મોઢા ઉપર થોડી નિરાશા હતી. કદાચ એને પણ દરિયા અને જળપરીની વાર્તાના જ નાયક રહેવું હતું. એ રણની રેતી ઉપર આળોટતો હતો. એને તરસ લાગી હતી, તે પાણી માટે વ્યાકુળ હતો, એની બેચેની જોઈ હું પણ બેચેન થઈ ઊઠી. ખબર નહીં કેમ પણ અચાનક જળપરીની ચિંતા ભૂલી હું આ આદમની એકલતા અનુભવવા લાગી. મારે પાણી લઈને તેની પાસે જવું હતું, એની તરસ ઘટાડવા, કદાચ મને પણ ટાઢક મળે. શું કરું એ વિચારતી હતી પરંતુ થોડીવારમાં અચાનક આદમની આંખમાં ચમક આવી. મેં જોયું કે તેને રણમાં મૃગજળ દેખાવા લાગ્યું, મૃગજળ તરફ જવા તેણે નજર દોડાવી ત્યાં તેની નજર પોતાના ઊંટ ઉપર પડી અને તે ઊંટ ઉપર સવાર થઈ મૃગજળ તરફ ભાગ્યો. જોત જોતામાં તે મૃગજળમાં ડૂબકીઓ મારવા લાગ્યો. હું એને આશ્ચર્યથી જોતી રહી. દરિયામાં ડૂબતી વખતે જેટલો ખુશ દેખાતો હતો એના કરતાં પણ વધારે ખુશ તે મૃગજળ મેળવીને હતો. એ ડૂબતો ગયો અને મારા ગળામાં શોષ પડતો ગયો. હું વધારેને વધારે તરસી થઈ રહી હતી. રણની રેતીથી હું આખી દાઝી રહી હતી. મેં ઊભા થઈ અરીસા ઉપર પડદો પાડી દીધો અને લોટો ભરી પાણી પીને અરીસાથી વિરુદ્ધ દિશામાં મોઢું ફેરવીને સૂવાની કોશિશ કરતી રહી પણ આખી રાત રણની સૂકી રેતી મને દઝાડતી રહી. સતત લ્હાય, સતત તરસ.

સવારે ઊઠી પડદો હટાવી જોયું તો પલંગ. પણ કોણ જાણે કેમ મારી ભીતરે એ રણ ફેલાયેલું હતું, હજુ પણ મને બળબળતી રેતીનો ચચરાટ અનુભવાતો હતો. કોને ખબર આગળ આ અરીસો શું બતાવે! અજાણ્યા ભયથી મેં અરીસો દીવાલ ઉપરથી ઉતારી લીધો, તેને કાગળમાં લપેટી બહાર કાઢ્યો.

"આ અરીસાને બહાર કેમ લઈ આવી?" મમ્મીએ પૂછ્યું.

"બસ મમ્મી, ઘરમાં બહુ વધારે સલીથો ભેગો નથી કરવો. તું સાચું કહે છે, આવી વસ્તુઓની આપણે શી જરૂર!" મેં મારી બેચેની છુપાવતાં કહ્યું.

અરીસાને બહાર લૉબીમાં મૂકી હું ઓફિસ જવા નીકળી. રસ્તામાં યાદ આવ્યું કે જરૂરી ફાઈલ તો ઘરે છૂટી ગઈ, લેવા પાછી વળી. જોયું તો મમ્મીએ લૉબીમાંથી અરીસો ઉપાડ્યો. મને નવાઈ લાગી કે મમ્મીને તો આ સલીથો લાગતો હતોને! હું ચૂપચાપ પાછળ ગઈ. મમ્મીએ અરીસાને પોતાના અને નીરજ- રોહિણીના ઓરડાની વચ્ચેની દીવાલે લગાવ્યો, એની અંદર દેખાતો હતો ખાલી પલંગ જે મમ્મીની આંખમાં દરિયો બની ઘૂઘવતો હતો...



ગોવિંદ રાય હતા દરવેશ – સૂફીપંથી. પ્રેમભાવમાં મસ્ત, પ્રેમની જ ગાંઠડી માથે મૂકીને તે સંસારના હાટમાં વેપાર કરે.

જ્યાં અનુભૂતિની ગભીરતા ત્યાં જ સ્વચ્છ સરળતા. જ્યાં જ્ઞાનની વિસ્તૃતિ ત્યાં જ પ્રેમનો સદાનંદ.

ગોવિંદ રાયની વિતર્ક વગરની શ્રદ્ધા અને પ્રશ્નહીન પ્રેમ જોઈને રામકૃષ્ણ મુગ્ધ થઈ ગયા. એમણે જોયું કે ઈશ્વરની પાસે પહોંચવાનો આ પણ એક માર્ગ છે. એ માર્ગે જ મા લોકોને ખેંચી લે છે ને વિશ્વનિયંતાનાં પાદપદ્મમાં પહોંચાડે છે. એ રસ્તો એક વાર જોઈ લઈએ તો કેમ? જો બીજો માર્ગ છે તો પછી એ એમને માટે રુદ્ધ શા માટે રહે? એ સમસ્ત રસના રસિક, સમસ્ત પથના પર્યટક. જેટલા મત તેટલા માર્ગ. નદી અનેક દિશાએ આવે પણ જઈને પડે એક સમુદ્રમાં. છાપરા પર અનેક રીતે ચડી શકાય, પાકા દાદર પર થઈને, લાકડાની નિસરણીથી કે ચક્રાકાર પગથિયાંવાળા દાદર પર થઈને. ને જો મનમાં આવે તો એક દોરડાની મદદથી પણ જઈ શકાય. તમારે જે રીતે ઉપર જવું હોય તે રીતે જાઓ, પણ કશાકનો આધાર લેવો પડે. એકસાથે બે સીડી પર પગ મૂકીએ તો ઊંધે માથે પડીએ. જ્યારે જેનો સ્વીકાર કર્યો હોય ત્યારે તેને આધારે જ ઉપર ચડવું, એનાથી બરાબર ઉપર જવાય છે કે નહિ તે જોઈ લેવું.

ધર્મ કંઈ ઈશ્વર નથી, ધર્મ તો માત્ર કશુંક કરવાનો આધાર છે, જેને પકડીને ઉપર જઈ શકાય, પર્વતના શિખરે પહોંચી શકાય, જ્યાં ઈશ્વર વિરાજે છે.

**- 'પરમપુરુષ શ્રી શ્રીરામકૃષ્ણ પરમહંસ'માંથી, લે. અચિંત્યકુમાર સેન**




# અનુવાદની આરાધના

☐ પ્રા. જે. આર. વઘાશિયા

**સં**સ્કૃતના 'વદ્' ધાતુથી 'અનુવાદ' શબ્દનું નિર્માણ થયું છે. 'વદ્'માં 'અ (ઘઞ્)' પ્રત્યય જોડી દેવાથી, ભાવવાચક સંજ્ઞા કે નામ તરીકે મળેલો શબ્દ 'વાદ'નો અર્થ 'કહેવાની ક્રિયા' અથવા 'કહેલી વાત' થાય છે. ત્યારબાદ તેમાં 'અનુ' ઉપસર્ગ જોડીને બનેલો 'અનુવાદ' શબ્દનો અર્થ 'પ્રાપ્ત કથનનું પુનઃ કથન' (બ્રાહ્માવધૂત શ્રીસુખાનન્દનાથ, 'શબ્દાર્થચિન્તામણિ') થાય છે. જૈમિનિન્યાયમાલા મુજબ 'જ્ઞાતસ્ય કથનમનુવાદઃ' અર્થાત્ 'જ્ઞાત (જાણેલું)નું (પુનઃ) કથન અનુવાદ છે.' ભર્તૃહરિ મુજબ 'આવૃત્તિનુવાદો વા' અર્થાત્ 'પુનરાવર્તન જ અનુવાદ છે.' પાણિનીય સૂત્ર 'કાશિકાવત્તિ (૨.૪.૩)' મુજબ “પ્રમાણાન્તરાવગતસ્ય અર્થસ્ય શબ્દેન સંકીર્તનમાત્રામનુવાદ' અર્થાત્ 'અન્ય પ્રમાણથી પ્રાપ્ત થયેલા અર્થની શબ્દ વડે માત્ર રજૂઆત તે અનુવાદ છે.' ન્યાયસૂત્ર મુજબ 'વિધિ વિહિતસ્યાનુ વચનમનુવાદઃ' અર્થાત્ 'વિધિ (પ્રક્રિયા), તેમાં જે દર્શાવેલ હોય, તેને અનુસરવું,

તે અનુવાદ છે.' હિંદીભાષાક્ષેત્રના અનુવાદ-વિશેષજ્ઞ ડો. જી. ગોપીનાથનના મતે 'અનુવાદ એ દ્વંદ્વાત્મક પ્રક્રિયા છે, જેમાં સ્રોત (મૂળ) પાઠના અર્થ અને સંરચના (આત્મા)નું, લક્ષ્ય (અનુવાદિત) પાઠની શૈલીગત સંરચના (શરીર) દ્વારા પ્રતિસ્થાપન થાય છે.' સચ્ચિદાનંદ હીરાનંદ વાત્સ્યાયન 'અજ્ઞેય'એ તો અનુવાદની બૃહત વ્યાખ્યા આપતાં કહ્યું છે કે 'સમસ્ત અભિવ્યક્તિ અનુવાદ છે, કારણ કે તે અવ્યક્ત (અથવા અદૃશ્ય)ને ભાષામાં પ્રસ્તુત કરે છે' ('અનુવાદઃ કલા ઔર સમસ્યાએઁ'-૧૯૬૧, પૃષ્ઠ ૪). ડો. રાહુલ સાંકૃત્યાયને 'અનુવાદ'ની પંડિતાઈભરી શાબ્દિક વ્યાખ્યાને નેવે મૂકીને, નેત્રદીપક દાખલો આપતાં કહેલું કે ''કુમારજીવે મહાયાન બૌદ્ધગ્રંથ 'વજચ્છેદિકાપ્રજ્ઞાપાર-મિતાસૂત્ર'ના સંસ્કૃતમાંથી ચીની ભાષામાં કરેલા અનુવાદને જ ખરા અનુવાદની વ્યાખ્યામાં સ્થાપિત કરી શકાય.'' સંસ્કૃત પરંપરામાં પણ 'અનુવાદ'નો એક અર્થ થાય છે 'વાચારંભનમાત્રમ્ (શબ્દકલ્પદ્રુમ)' અર્થાત્ 'વાણીનો પ્રયોગ' જે મૌલિક અભિવ્યક્તિનો પર્યાય જ છે. જે. સી. કેટફોર્ડ કહે છેઃ 'એક ભાષાની પાઠ્ય સામગ્રીને બીજી ભાષાની સમાનાર્થક પાઠ્ય સામગ્રીથી પ્રતિસ્થાપિત કરવી તેને અનુવાદ કહેવાય છે' (એ લિન્ગ્વિસ્ટિક થીઅરી ઓફ ટ્રાન્સલેશન, ૧૯૬૫). તો પીટર ન્યૂમાર્કના શબ્દોમાં 'અનુવાદ એક શિલ્પ છે જેમાં એક ભાષામાં લખાયેલ સંદેશના સ્થાન પર, બીજી ભાષામાં એ જ સંદેશને પ્રસ્તુત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે' (એ ટેક્સ્ટબુક ઓફ ટ્રાન્સલેશન, ૧૯૮૮). વળી ભાષાશાસ્ત્રી કાર્લ વોસ્લેરે સોય ઝાટકીને એમ કહ્યું હતું કે 'જો કોઈ અનુવાદની વિભાવનાને નકારે તો તેણે ભાષા-સમુદાયની વિભાવનાને ત્યજી દેવી જોઈએ.' કહેવાય છે કે સર્વપ્રથમ મોનિઅર-વિલિઅમ્સ શબ્દકોશ 'એ સંસ્કૃત-ઇંગ્લિશ ડિક્શનેરી' (લંડન, ૧૮૭૨)માં 'અનુવાદ'નો અંગ્રેજી પર્યાય 'Translation' શબ્દ અપાયો અને ત્યારબાદ ભારતીય ભાષાઓમાં આ શબ્દ પ્રચલિત થયો.

અનુવાદ એટલે ભાષાંતર કે તરજુમો અર્થાત્ મૌલિક કૃતિનો દ્વિતીય જન્મ. ગદ્ય અને પદ્ય પર આવા દ્વિજ સંસ્કાર કરનાર અનુવાદકોને શિરે, મૂળ કૃતિના હાર્દને અનુવાદિત કૃતિ દ્વારા સાચવવાની બેવડી જવાબદારી હોય છે. તેમણે આવું ભગીરથ કાર્ય સુપેરે પાર પાડવા માટે કૃતિ માત્ર શબ્દશઃ ભાષાંતર બનીને ન રહેતાં, તેનો ભાવાનુવાદ પણ જળવાઈ રહે તે જોવાનું રહે છે. જ્યારે અનુવાદક કોઈ કૃતિનો અનુવાદ કરે છે ત્યારે એ કૃતિનો ફક્ત અનુવાદ જ નથી કરતો, પણ કૃતિમાં રહેલી સમગ્ર સંસ્કૃતિને અનુવાદિત કરીને, તદ્દન ભિન્ન સંસ્કૃતિ ધરાવતા સુજ્ઞ જનો સમક્ષ મૂકતો હોય છે, તેમ જ મૂળ કૃતિ અને તેની ભાષાનું સ્વત્વ, સ્વરૂપ અને સોડમને જાળવી રાખી, એક વેગળા અને અજાણ્યા

પ્રદેશમાં એનું અવતરણ કરાવતો હોય છે. સામાન્યતઃ ભાષા-સાહિત્યમાં અનુવાદકને એક વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું છે. અનુવાદકની ક્ષમતાના આધારે જ મૂળ રચનાની ગુણવત્તાનું માપ નીકળે છે અને તેના આધારે જ અનુવાદિત ભાષાના નવા પાઠકો તે મુજબ મૂળ રચનાનું મૂલ્યાંકન કરતા હોય છે. આ સંદર્ભે અનુવાદકે અનુવાદના સિદ્ધાંતોને પણ સમજી લેવા ઘટે. એલેક્ઝાંડર ફ્રેજર ટિટલર (૧૭૪૭-૧૮૧૩)નું પુસ્તક 'પ્રિન્સપલ્સ ઓફ ટ્રાન્સલેશન' (૧૭૯૧) 'અનુવાદ સિદ્ધાંત' પરનો પ્રથમ ગ્રંથ માનવામાં આવે છે. તેમાં ટિટલરે અનુવાદનાં ત્રણ સૂત્રો આપ્યાં છે, જે આ મુજબ છે: ૧. અનુવાદમાં મૂળ રચનાના ભાવનું સંપૂર્ણ અનુરક્ષણ (Maintenance) કરવામાં આવ્યું હોય. ૨. અનુવાદની શૈલી મૂળ રચનાને અનુરૂપ હોય અને ૩. અનુવાદમાં મૂળ રચનાની સુબોધતા સચવાયેલી હોય. એમણે એ પણ કહ્યું છે કે 'અનુવાદમાં મૂળ રચનાની ભાવનાનું એવી રીતે સંક્રમણ થવું જોઈએ કે તેને વાંચવાથી પાઠક વર્ગને એટલી જ તીવ્ર અનુભૂતિ થાય, જેટલી મૂળ રચનાના પાઠક વર્ગને થઈ હોય. પ્રભાવક અસરકારકતાનો આ જ સિદ્ધાંત છે.' ટૂંકમાં પ્રસિદ્ધ અનુવાદક રિચાર્ડ પેવરે કહ્યું છે કે 'ભાષાંતર એટલે એક ભાષાની સામગ્રીનું બીજી ભાષામાં સ્થાનાંતર નહીં, પરંતુ બે ભાષાઓ વચ્ચે થતો અનુવાદ. એટલે કે મૂળ કૃતિનું સાંસ્કૃતિક પ્રકિયા દ્વારા કરાયેલું નવસંસ્કરણ. અનુવાદકાર્ય કોઈ પણ ભાષા-સાહિત્યના અનેક સંપોષણોમાંનું એક મહત્ત્વનું સોપાન છે.'

અનુવાદશાસ્ત્રીઓના મતે અનુવાદમાં 'નિર્વિકલ્પ્ય' (Immutable) શબ્દની પસંદગી એ અનુવાદકની સાત કોઠામાંથી પસાર થવાની જાણે કે કુરક્ષેત્રપરીક્ષા હોય છે. 'હિન્દ સ્વરાજ' પુસ્તક (દક્ષિણ આફ્રિકાના 'ઇન્ડિયન ઓપિનિયન' સાપ્તાહિકમાં પ્રકાશિત, ૧૯૦૯)માં ગાંધીજીએ 'સ્વરાજ' શબ્દ માટે અનુવાદ-વિકલ્પ આપ્યો જ નથી. એટલે કે 'સ્વરાજ' શબ્દનું અંગ્રેજી 'Freedom' ન રાખતા 'સ્વરાજ' જ રાખ્યું છે. કારણ કે તેમની એવી માન્યતા હતી કે, 'Freedom' અર્થાત્ 'સ્વતંત્રતા'ને વ્યક્તિગત, સામાજિક કે રાષ્ટ્રીય સ્તરે સ્વચ્છંદી બનતાં વાર નથી લાગતી. પરિણામે 'સ્વરાજ' શબ્દનું અંગ્રેજી 'Freedom' કરવામાં આવે, તો 'સ્વરાજ' શબ્દના શબ્દાર્થ, ભાવાર્થ, ગૂઢાર્થ કે સૂચિતાર્થનું હાર્દ જ હણાઈ જાય. વિશેષ, 'રણ' માટે અંગ્રેજી શબ્દ Desert છે. પરંતુ કચ્છનું રણ ખરા અર્થમાં રણ (રેતીવાળો વિસ્તાર) ન હોવાથી, ભારતદેશ-કચ્છના નકશામાં Desert ને બદલે Rann શબ્દ છપાયો છે. કચ્છના સંદર્ભમાં 'રણ' શબ્દનો અંગ્રેજીમાં આ જ ખરો અનુવાદ-વિકલ્પ છે. કહેવાનો સાર એટલો જ કે અનુવાદકે અનુવાદને 'ભાષાંતર'થી પણ એક ડગલું આગળ એવા એક વૈચારિક અને સાંસ્કૃતિક

'રૂપાંતર' સુધી લઈ જવો જોઈએ અને તેમણે મૂળ કૃતિ કે લેખકની રચનાત્મક અને ભાવાત્મક અસર સાથે વફાદાર રહેવું પણ જોઈએ. અકબરે ફારસી ઇતિહાસવિદ અને અનુવાદક મુલ્લા અબ્દુલ કાદિર બદાયુની (૧૫૪૦-૧૬૦૫) ને વાલ્મીકિકૃત સંસ્કૃત ગ્રંથ 'રામાયણ'નો પર્શિયન ભાષામાં અનુવાદ કરવા કહેલું અને તેમણે આ કાર્ય હિજરી સંવત ૯૯૨ (ઈ. સ. ૧૫૮૪)માં પૂરું તો કર્યું, પણ મૂળ ગ્રંથનું હાર્દ સાચવવા અને તેને વફાદાર રહેવા માટે, બદાયુનીને અનુવાદનું આ કાર્ય ઘણું કઠિન અને આકરી ધાર્મિક સજા જેવું લાગેલું! વાતનો સાર એટલો જ કે, જો અનુવાદકે મૂળ કૃતિના વ્યાપક અર્થ અને વિચારને આત્મસાત્ કર્યા હોય, તો જ તેના અનુવાદને 'અધિકૃત અનુવાદ'નું સ્થાન લાધે અને અનુવાદિત કૃતિ સાહિત્યિક માન પામે.

કહેવાય છે કે ભાવની ખરી સમજ અને ઓળખ સ્રોતભાષા (મૂળભાષા) ના રચનાકાર પાસે હોવાથી, જો તેની પાસે લક્ષ્યભાષા (અનુવાદિત ભાષા)નું સંપૂર્ણ જ્ઞાન હોય તો, તેના થકી જ લક્ષ્યભાષામાં થયેલો અનુવાદ શ્રેષ્ઠતામાં સ્થાન પામે. કારણ કે તેનાથી અનુવાદ ઉપરાંત કથ્ય કે વક્તવ્યના ગૂઢાર્થ જળવાઈ રહે છે. ઉદાહરણ તરીકે I am wellમાં wellનો એક અર્થ 'સાજું, નરવું, સ્વસ્થ, કુશળ' થાય છે અને બીજો અર્થ 'કૂવો' પણ થાય છે. અહીં અનુવાદમાં કયો અર્થ લેવો તે કથ્યના વાતાવરણ પર નિર્ભર છે. તેથી ભાષાના વાક્યાંશો પરની ખરી સમજ હોવી જરૂરી છે. જો તે 'એક કૂવાની આત્મકથા'માં હોય તો તેનો અનુવાદ 'હું કૂવો છું' સાચો ઠરે. અન્યથા ઉપરોક્ત પ્રથમ અર્થ લેવા પડે.

સ્રોતભાષાના પ્રત્યેક શબ્દનું લક્ષ્યભાષાના પ્રત્યેક શબ્દમાં અનુવાદને શબ્દાનુવાદ કહે છે. પ્રત્યેક ભાષાની પ્રકૃતિ અન્ય ભાષાથી ભિન્ન હોવાથી અને દરેક ભાષામાં શબ્દોના અનેકાનેક અર્થો હોવાથી, સ્રોતભાષાની દરેક શબ્દાભિવ્યક્તિને લક્ષ્યભાષામાં યથાવત્ અનુવાદિત કરી શકાતી નથી. આ સંદર્ભે યુરોપીય ભાષામાંથી કરેલા અનુવાદમાં સામાન્યતઃ અર્થ અને પદક્રમના દોષો જોવા મળે છે. હકીકતમાં જો સ્રોત અને લક્ષ્યભાષામાં અર્થ, વાક્ય-વિન્યાસ અને શૈલીની સમાનતા હોય તો, શબ્દાનુવાદ ખરો ઊતરે છે. નહિતર યંત્રવત્ કરવામાં આવેલો શબ્દાનુવાદ અબોધગમ્ય, હાસ્યાસ્પદ અને કૃત્રિમ બની જાય છે. નમૂના દાખલ: 'There is no room in the car'નો શબ્દાનુવાદ 'કારમાં કોઈ કમરો નથી' અને ભાવાનુવાદ 'કારમાં કોઈ સ્થાન નથી' તેમ કરવો ખોટો છે. હકીકતે સાર્થક અનુવાદ 'કારમાં કોઈ જગ્યા જ નથી' તેમ થાય. હવે ગુજરાતી ભાષાની પ્રકૃતિ મુજબ અનુવાદને તપાસીએ તો, 'I will not come', he said.નો ગુજરાતી ભાષાની પ્રકૃતિને

ધ્યાનમાં લેતાં તેનો પ્રતિકૂળ અનુવાદ થાય છે: 'હું આવીશ નહીં', તેણે કહ્યું.' અને તેનો અનુકૂળ અનુવાદઃ 'તેણે કહ્યું કે હું આવીશ નહીં.' થાય છે.

ક્યારેક અંગ્રેજી શબ્દોના ગુજરાતી પર્યાયમાં રૂઢિ કે અજ્ઞાનતાને કારણે ન બનવાનું પણ બની જાય છે અને અનુવાદમાં સમાઈ જાય છે! North-East, South-East, South-West અને North-West માટે આપણી પાસે અનુક્રમે ઈશાન, અગ્નિ, નૈઋત્ય અને વાયવ્ય દિશાદર્શક શબ્દો તો છે જ. પરંતુ તેનું શબ્દશઃ ગુજરાતી અનુક્રમે ઉત્તરપૂર્વ, દક્ષિણપૂર્વ, દક્ષિણપશ્ચિમ અને ઉત્તરપશ્ચિમ અથવા પશ્ચિમોત્તર તરીકે લખવાનું-છાપવાનું ચલણ રહ્યું છે. આશ્ચર્ય અને આઘાતજનક વાત તો એ છે કે Lodgeનું ગુજરાતી 'રહેવાનું સ્થળ' અને Boardનું ગુજરાતી 'જમવાનું સ્થળ' થાય છે. પરંતુ ભારતદેશમાં તેના અર્થનું શીર્ષાસન થઈ ગયું છે અને તે સાહિત્યિક-અનુવાદિત લેખો સુધી લંબાઈ પણ ગયું છે! Cloud Burstનું ગુજરાતી 'વાદળ ફાટ્યું' થાય, પરંતુ કરીએ છીએ 'આભ ફાટ્યું' જે કદી ફાટતું જ નથી! લોકશાહીના રખેવાળ તરીકે સંસદ, કારોબારી અને ન્યાયતંત્ર પછીના ક્રમે આવતાં વર્તમાનપત્રોને અંગ્રેજીમાં 'Fourth Estate' કહેવામાં આવે છે. પરંતુ તેનો ગુજરાતી અર્થ 'ચોથો સ્તંભ' કરવાને બદલે મહદંશે 'ચોથી જાગીર' કરવામાં આવે છે. ઘણી વખત મૂળ શબ્દનું મરણ થઈ જાય છે અને નવા અવતાર રૂપે એવો શબ્દ મળે છે કે તે બાબતે હસવું કે રોવું એવી દ્વિધા જન્મે છે. ઉ. ત. સિંધ-પાકિસ્તાનના સિંધી સમાજ દ્વારા બ્રિટિશ શાસન દરમિયાન બાળકોના શિક્ષણાર્થે સ્થપાયેલ શાળાઓને તેમની ભાષામાં 'બાલકાં-જી-બાડી' (બાળકોની વાડી કે બગીચો) નામ અપાયું. પરંતુ અંગ્રેજો 'ડ'નો ઉચ્ચાર 'ર' કરતાં હોવાથી, અંગ્રેજીમાં તે ક્યાંક 'Balkan-Ji-Bari' તો ક્યાંક 'Balkan-G-Bari' તરીકે લખાયું. ગુજરાતીમાં તે 'બાલકન-જી-બારી' તરીકે સાવ ખોટા શબ્દમાં છપાયું અને ખરા અર્થમાં સ્વીકારાયું! વધુમાં પશ્ચિમની યુનિવર્સિટીઓએ સ્થાપિત કરેલા શબ્દો આપણે વગર વિચાર્યે સ્વીકારી લીધા છે. તેમની દૃષ્ટિએ આરબદેશો Middleeast અને જપાન Fareastના દેશો છે તે ખરું, પરંતુ આપણાં લેખનમાં તેને 'મધ્યપૂર્વ' અને 'દૂરપૂર્વ'ના દેશો તરીકે ઓળખાવીએ છીએ તે ખોટું છે. હકીકતે તે આપણા માટે તો અનુક્રમે Nearnorth-Nearwest (નિકટઉત્તર-નિકટપશ્ચિમ) અને Neareast (નિકટપૂર્વ)ના દેશો છે.

મૂળ લેખન કે અનુવાદમાં પારકી ભાષાના શબ્દોના ખરા અર્થનું જ્ઞાન અત્યંત આવશ્યક છે. નહિતર મૂળ લેખન અને તેના આધારે અનુવાદિત

ગદ્ય-પદ્યને ભાગે ઘણું સહન કરવાનું આવે છે. આવી બાબતોમાં તો ઘણી વખત ભણેલા પણ ભીંત ભૂલે છે. ગુજરાતી-ઉર્દૂ ગઝલોના એક મુશાયરામાં તે સમયના ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી માધવસિંહ સોલંકી હાજર હતા. આ સમયે કવિશ્રી ઉમાશંકર જોશી તેમને માટે 'વઝીરે આઝમ' શબ્દ બોલેલા, જેનો અર્થ 'વડાપ્રધાન' થાય છે. હકીકતમાં 'મુખ્ય પ્રધાન' માટે ઉર્દૂમાં 'વઝીરે આલા' શબ્દ છે. ગુજરાતી સાહિત્ય પરિષદમાં ગુજરાતના વિખ્યાત રંગકર્મી ચં. ચી. મહેતાએ શૂન્ય પાલનપુરી માટે 'મરહૂમ શૂન્ય પાલનપુરી' કહેલું. એ સમયે શૂન્ય પાલનપુરી ત્યાં હાજર હતા! શૂન્ય પાલનપુરીએ ત્યારે ચં. ચી. મહેતાને કહેલું કે ''મને 'મરહૂમ' કહેવા માટે હું અધમૂઓ થઈ ગયો છું એ કબૂલ, પણ હું સાવ મરહૂમ નથી થઈ ગયો." મહારાષ્ટ્રના વિખ્યાત સાહિત્યકાર અને શિક્ષણશાસ્ત્રી વિઠ્ઠલરાવ દત્તાત્રેય ઘાટે એક ગામની સભામાં પ્રવચન આપવા ગયેલા ત્યારે, સ્થાનિક શાળાના એક સાહિત્યકાર શિક્ષકે સભાને સંબોધન કરતાં કહેલું કે 'આજે આપણા પરમ સદ્‌ભાગ્ય છે કે, મરહૂમ વિઠ્ઠલરાવ ઘાટે સાહેબ આપણા ગામમાં પધાર્યા છે.' એ સમયે વિઠ્ઠલરાવે જ્યારે પ્રશ્ન કર્યો કે "તેઓ તેમને 'મરહૂમ' શા માટે કહે છે?" ત્યારે સાહિત્યકાર શિક્ષકનો ઉત્તર હતો કે 'કેમ મારી કોઈ ભૂલ થઈ ગઈ છે? અમે તો ખુદ ઇંગ્લેન્ડની મહારાણી વિક્ટોરિયાને પણ મરહૂમ કહીએ છીએ!'

અનુવાદના મામલે ગુજરાતી સાક્ષરોના ઘાત-પ્રત્યાઘાતોને પણ તપાસી લેવા અત્યંત જરૂરી છે. ઉદાહરણ તરીકે કવિ ન્હાનાલાલે ભગવદ્ ગીતાનું ભાષાંતર કરી, કેશવ હર્ષદ ધ્રુવ 'વનમાળી'નો અભિપ્રાય માગેલો. કેશવ હર્ષદ ધ્રુવે માત્ર સાત-આઠ શ્લોકો તપાસી, કવિ ન્હાનાલાલને સૂચના આપેલી કે 'પ્રેરણાદેવીના લાડકવાયા કૃપાપાત્રે ભાષાંતરમાં પડવું નહીં.' કવિ ન્હાનાલાલ આ સૂચનાને ગાંઠ્યા નહીં અને પ્રત્યુત્તર પાઠવ્યો કે 'ભલભલા સમર્થોની પાતાળપાણી પ્રેરણાયે, નવ સરવાણી ન નિર્ઝરે તો તે સુકાઈ જતી હશે. એક કાવ્યગ્રંથમાં સર્વસ્વ ઠાલવી રહ્યો છું ત્યારે તો વિજળીખાલી લંડનજાર જોવા જઈ રહેવાય છે!' પછી ઉમેરતાં કહ્યું કે 'મારાં ભાષાંતરોએ વીજળીખાલી થયેલી મારી લંડનજારને વારંવાર સભરે ભરી છે.'

ભાવનગરના કવિ મણિશંકર રત્નજી ભટ્ટ 'કાન્ત'એ ૧૪ જૂન, ૧૯૧૮ના રોજ રવીન્દ્રનાથ ટાગોરકૃત બંગાળીમાંથી અંગ્રેજીમાં અનુવાદિત થયેલી 'ગીતાંજલિ'નું ગુજરાતીમાં સર્વપ્રથમ કરેલું ભાષાંતર પૂરું કર્યું હતું. કવિ કાન્ત બંગાળી ભાષાથી તદ્દન અજાણ હતા. તેથી તેમણે અંગ્રેજી અનુવાદ

પરથી ગુજરાતીમાં અનુવાદ કરેલો. તેનું પ્રકાશન મૅકમિલન પબ્લિશર્સ લિમિટેડ કંપનીએ ૧૯૧૯માં કર્યું હતું અને તેમાં અનુવાદક તરીકે મહારાણી નંદકુંવરબા, સી.આઇ. ભાવનગરનાં મહારાણી સાહેબનું નામ છપાયું હતું. જોકે સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય-મુંબઈ દ્વારા તેની બીજી આવૃત્તિના પ્રકાશનમાં અનુવાદક તરીકે કાન્તના નામનો ઉલ્લેખ થયો હતો. કાન્તકૃત આ અનુવાદના મામલે એવું કહેવાય છે કે ઝીણું કાંતનારા બ.ક.ઠા. (બળવંતરાય કલ્યાણરાય ઠાકોર)એ ખાનગીમાં કટાક્ષભાવે એવો અભિપ્રાય આપેલો કે 'ગીતાંજલિએ બીજી વાર સહન કરવું પડ્યું છે.' તો બ.ક.ઠા.એ કાલિદાસકૃત સંસ્કૃત નાટકો 'અભિજ્ઞાનશાકુન્તલમ્' અને 'માલ્વિકાગ્નિમિત્રમ્'નો કરેલો ગુજરાતીમાં અનુવાદ અનુક્રમે 'અભિજ્ઞાન શાકુંતલ નાટક (૧૯૦૬) અને 'માલ્વિકાગ્નિમિત્ર' (૧૯૩૩) સંદર્ભે પ્રસાદ બ્રહ્મભટ્ટનું એવું માનવું છે કે 'મૂળ કૃતિ પ્રત્યે ભારોભાર વફાદારી છતાં ઠાકોરીય લાક્ષણિકતાઓએ મૂળનાં પ્રસાદ અને રુચિરતાને અહીં અનુવાદમાં હાનિ પહોંચાડી છે.'

૦૨ એપ્રિલ, ૧૯૨૦ના દિને અમદાવાદ સ્થિત યોજાયેલ ગુજરાતી સાહિત્ય પરિષદના છઠ્ઠા અધિવેશનમાં પધારેલ કવિવર રવીન્દ્રનાથ ટાગોરે, ૦૩, એપ્રિલની સાંજે 'વસંતના વધામણાં' વિષય પર બંગાળી ભાષામાં કવિત્વમય વ્યાખ્યાન આપેલું. આ સમયે શ્રોતાજનો તરફથી એવી માગણી ઊઠી કે તેનું ગુજરાતી કરો. પરંતુ કવિવરની બાજુમાં બેસેલા ગુજરાતી સાહિત્યના સાક્ષરવર્યો, રમણભાઈ મહિપતરામ નીલકંઠ, આનંદશંકર બાપુભાઈ ધ્રુવ અને નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાને ગુજરાતીમાં અનુવાદ કરવાનું બિનઅનુવાદક્ષમ (Untranslatable) લાગ્યું. નરસિંહરાવ દિવેટિયાએ તો ઊભા થઈને કહી પણ દીધું કે તે અશક્ય છે. આ સમયે જ ગાંધીજી પધાર્યા અને પરિસ્થિતિને સમજી લઈ, કવિવરના ટાઈપ કરેલા વક્તવ્ય પર નજર નાખીને ગુજરાતીમાં શરૂ કર્યું: 'કવિ કહે છે, વસંત આવી છે.' એમ કહીને ગુજરાતી સાદી ભાષામાં કવિવરનું આખું વક્તવ્ય શ્રોતાજનોને સમજાવી દીધું. આ મામલે ઉપસ્થિત ઉપરોક્ત સાક્ષરવર્યોને કવિવર ટાગોરની શૈલીમાં રસક્ષતિ લાગેલી. પણ કવિવરના વસંતલક્ષી વિચારો તો ઉપસ્થિત શ્રોતાજનોમાં પહોંચ્યા તે પ્રસ્તુત ગાંધીકૃત અનુવાદનું જમા પાસું જ લેખાય. અનુવાદ અને તે સંદર્ભે રસક્ષતિ અંગે વિગતે વાત માંડીએ તો, રસક્ષતિ ત્યારે જ નીપજે જ્યારે અનુવાદને તેની મૂળભાષા સાથે સરખાવીએ. જેઓ મૂળ ભાષા (અહીં બંગાળી)થી સુપરિચિત છે તેને માટે તો તે અનુવાદ નથી, પરંતુ મૂળ ભાષાથી

અજ્ઞાત છે તેઓ માટે તે અનુવાદ છે. તેથી અહીં રસક્ષતિના વાંધાવચકા ઊડી જાય છે. ઈ. સ. પૂર્વે ૦૮મી-૦૭મી સદીમાં હોમરકૃત ઇલિયડ (કુલ કાવ્ય-પંક્તિઓ ૧૫,૬૯૩) અને ઓડિસી (કુલ કાવ્ય-પંક્તિઓ ૧૨,૧૦૯) મહાકાવ્યો પ્રાચીન ગ્રીક ભાષામાં લખાયાં છે, નહીં કે મૂળભૂત રીતે અંગ્રેજીમાં. તોય અંગ્રેજીમાં અનુવાદિત (અનુક્રમે ઈ. સ. ૧૫૯૮ અને ૧૬૧૪) આ મહાકાવ્યોમાં કોઈએ ક્યારેય રસક્ષતિની ફરિયાદ કરી નથી. ટૂંકમાં સાર એટલો જ કે અનુવાદ મૂળ કૃતિ સાથે ભલે ઓછા-વત્તા અંશે પ્રતિબદ્ધ હોય, તે આમજનતા સુધી પહોંચે એટલે ગંગા-જમુના-સરસ્વતી નાહ્યા બરાબર જ ગણાય!

અને છેલ્લે, વર્તમાન હાઈ-ફાઈ અને વાઈ-ફાઈ સંસ્કૃતિના યુગમાં તેમ જ કોમ્પ્યુટર અને સોફ્ટવેરની હરણફાળ દોડમાં, અનેક સ્રોતભાષાઓનો લક્ષ્યભાષાઓમાં યંત્ર અનુવાદ (Machine Translation) થઈ રહ્યા છે. જોકે આ અનુવાદોમાં ગુણવત્તાનું પ્રમાણ સંતોષકારક તો નથી જ. આમ છતાં પણ 'ન મામા કરતાં કહેણો મામો શું ખોટો'ના ન્યાયે, આ યાંત્રિક અનુવાદો કેટલીક દૃષ્ટિએ ઘણા ઉપયોગી પણ સિદ્ધ થયા છે. ટૂંકમાં 'જ્યાં ન પહોંચે મેન (અનુવાદક), ત્યાં પહોંચે મશીન (કમ્પ્યુટર-સોફ્ટવેર)'ને નાછૂટકે મન મોટું રાખીને પણ સ્વીકારી લેવું જ રહ્યું.

❑❑❑

"અનુવાદ એટલે મૂળસોતા વૃક્ષને બીજી ધરતી પર રોપવું.
સાર્થક અનુવાદ એને પુનર્જિવિત કરે છે અને નબળો અનુવાદ એને મારી નાખે છે."

* * *

"અનુવાદક બે સાંકળથી બંધાયેલો હોય છે.
એક સાંકળ કહે છે મૂળને યથાવત રાખો, એનો આદર કરો.
બીજી સાંકળ કહે છે કે એનું પુનર્નિર્માણ કરો, એને બદલી નાખો."

**- સ્ટેન્લી કુનિત્ઝ**

* * *

"અનૂદિત કૃતિ એ પાંખ કપાયેલા પક્ષી જેવી હોય છે.
એને પક્ષી કહી તો શકાય પણ મુક્ત ઉડ્ડયન એને માટે શક્ય નથી."

**- રવીન્દ્રનાથ ટાગોર**

* * *

"અનુવાદનું કામ એ મોનાલિસાને મૂછ ઉગાડવા જેવું છે."

* * *

"અનુવાદ એ કૃતિનું એવું આમૂલ પરિવર્તન છે કે કશું બદલાય નહીં."



# દર્શકના ડ્રાઈવર

☐ મનસુખ સલ્લા

**મા**ણસનું માપ શાના આધારે કાઢવું જોઈએ? ભણતરને આધારે? સંપત્તિને આધારે? પદને આધારે? ના. માણસનું ખરું માપ એના સમર્પણભાવને આધારે મળી શકે. સંસ્થા સ્વરૂપમાં જે કામ સોંપાયું હોય તેને વ્યક્તિ સમર્પિત હોય તો તેનું કામ ઊગી નીકળે છે. એ કામની એક ખાસ મહેક હોય છે. ભલે પછી પગાર પત્રકની દૃષ્ટિએ એ માણસ ત્રીજા કે ચોથા વર્ગમાં ગણાતો હોય. નાનાભાઈ ભટ્ટે સંસ્થાસંચાલનનું રહસ્ય આ રીતે પ્રગટ કર્યું છે: 'મોટા એન્જિનમાં પિસ્ટનનું મહત્ત્વ છે એમ એક નાના બોલ્ટનું પણ મહત્ત્વ છે. એક નાનો બોલ્ટ, ઢીલો હોય કે બરાબર કામ ન કરે તો આખા એન્જિનની કામગીરી

બગડે છે.' સંસ્થામાં નાનામાં નાનો માણસ પોતાની જગ્યાએ મહત્ત્વનો હોય છે. એટલે મનુભાઈ પંચોળી - દર્શકે ગ્રામદક્ષિણામૂર્તિ અને લોકભારતીની સંસ્થાકથાનું શીર્ષક રાખ્યુંઃ 'સદ્‌ભિઃ સંગઃ' ટ્રસ્ટી, નિયામક, આચાર્ય જ નહિ, નાનામાં નાના કાર્યકરનું સંસ્થાના બંધારમાં, તેજમાં પ્રદાન હોય છે. લોકભારતીના ડ્રાઈવર નરશીભાઈ મકવાણા આવા સમર્પિત કાર્યકર હતા.

નરશીભાઈનું ભણતર સહી કરવા જેવું. તેમને ચોપડી વાંચવાની જરૂર પડી નહોતી. જીવતા માણસો પાસેથી શીખવાજોગ તેમણે શીખી લીધી હતું. લોકભારતીમાં તેમણે ચાલીસેક વર્ષ જીપ, મોટર, બસ ચલાવી. આસપાસના પાસેથી ડ્રાઈવિંગ શીખી લીધું. પણ મશીનને ઓળખવાની આગવી આંખ હતી તેમની પાસે. મશીનનો સાંધેસાંધો ઓળખે. એન્જિનમાં કરાગ હોય તો આપસૂઝથી પારખી લે. જાતે થતું હોય એ બધું રિપેર કરી લે. કામથી થાકે એ નરશીભાઈ નહીં. ભાવના એક જ કે ભાવનગર ગેરેજમાં ગાડી મોકલીએ તો મોટાં બિલ આવે. 'ઈ નો પોહાય.' એમનું હૈયું કકળે. સંસ્થાને ઘસારો ઓછો અપાય એનો એમને રાજીપો. સવારે કામ ઉપાડે તે તેમનાં પત્ની વજુબહેન બપોરે ખાવા બોલાવે ત્યાં સુધી ચાલુ રહે. જમીને વળી બેસે તે અંધારું થાય ત્યાં સુધી કામ ચાલે. પૂછીએ તો કહે, 'આ ટાંકોટેભો કરતા રહીએ તો ગાડી પાધરી હાલે.' આવડત ગેરેજ ચલાવી શકે એટલી, પણ યોજી લોકભારતી માટે. મોટી ઉંમર સુધી તેમણે રિપેરિંગ અંગે બધી કાળજી લીધી હતી.

રોજબરોજ તો મનુભાઈ પંચોળીની મોટર ચલાવવાનું કામ. અમદાવાદ કે સુરત જેટલે જવાનું હોય તો આગલા દિવસે કહેવડાવી દીધું હોય. તેઓ બધું જોઈ - પારખી લે. તેમને ગૌરવ પણ ખરું કે 'મનુદાદાની ગાડી ચલાવે છે.' સાથે સભાન પણ ખરા કે 'ગાડીમાં મનુદાદા બેઠા છે.' પોતાની જવાબદારી કેટલી મોટી છે. તેમને હાથે અકસ્માત થયાનું કોઈને યાદ નથી. ઝડપ અને સ્ટીયરિંગ પરનો કાબૂ અસાધારણ.

એકવાર અધ્યાપક, બાબુભાઈ અવરાણીને હાર્ટએટેક આવ્યો. સ્થાનિક ડોક્ટરે કહ્યું કે, 'કલાકમાં ભાવનગર પહોંચાડી શકાય તો બચવાના ચાન્સ છે.' નરશીભાઈએ મોટર પચાસ મિનિટમાં ભાવનગર પહોંચાડી. ગાડીમાં બેઠેલાના જીવ ઊંચા થઈ ગયેલા. પણ નરશીભાઈ નિરાંતમાં હતા. ગાડીની ઝડપ વધે, પણ એમની એકાગ્રતા અને વિશ્વાસ અખંડ રહે.

વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના પરિવારો પ્રવાસ કરી શકે એ માટે લોકભારતીએ એસ.ટી.ની જૂની બસ ખરીદી. એન્જિન સારું હતું, બસ ખખડી ગઈ હતી. નરશીભાઈએ દસ-

પંદર દિવસ એક કર્યા. બદલવા જેવું બદલ્યું. નવો રંગ કરાવ્યો. પોરહાઈને નરશીભાઈ કહેતાં, 'હવે બસ ટનાટન થૈ ગૈ.' વિદ્યાર્થીઓ બસમાં બેઠા હોય તો વાતો, ગીતો, રાડો પાડે – તેનું પ્રમાણ વધે ત્યારે નરશીભાઈ અકળાય. ઠપકો આપે, 'તમે લોકભારતીના વિદ્યાર્થી છો. જરાક માપ રાખો.' વિદ્યાર્થીઓ પણ એમની આમન્યા જાળવે. એમને વાંધો ત્યારે પડે જ્યારે કોઈ મોટું વાહન એમની સાઈડ કાપે. આખી બસ ધ્રૂજવા માંડે એવી સ્પીડ પકડે. આપણે કહીએ કે 'બસ જરાક ધીમી ચલાવો.' તો આપણને મૂંગા કરતું વાક્ય બોલે. 'ઈ એના મનમાં હમજે છે હું? આ નરશી શામજીની બસ છે... તમે બેહો નિરાંતે.'

નરશીભાઈ કેવળ ડ્રાઈવર નહિ, મનુદાદાની બધી કાળજી રાખે. કોઈ મનુદાદાને નાહક કષ્ટ આપે તો એમને ગમે નહિ. એક વાર મનુદાદા અમદાવાદ જતા હતા, સાથે એક બહેન પણ બેઠાં. નરશીભાઈની અકળામણ વધી ગઈ. પાછા આવ્યા પછી કહે, 'આ બેનને કોઈ દિ ગાડીમાં હાર્યે નો બેહાડવાં જોઈ. ધોળાથી મનુદાદાનું માથું ખાવાનું શરૂ કર્યું તે અમદાવાદ સુધી એનું પુરાણ પૂરું જ નો થ્યું. ને આખી વાતમાં સવારથ સિવાય બીજી વાત નઈ. દાદા એને હુકામ હાંભળતા હશે ઈ જ મને હમજાતું નથી.'

નરશીભાઈ વાતોના રસિયા. બોલવા બહુ જોઈએ. જૂની જૂની વાતોમાં મોણ નાખીને વાત કરે. એમને પરમ સંતોષ કે સંસ્થાને કારણે પોતાનાં સંતાનો ભણ્યાં, લાઈને ચડ્યાં. એની વાત ભાવથી કરે. દીકરીઓ પી.ટી.સી. કે બી.એડ. થઈ અને જમાઈઓ પણ લોકભારતીના સ્નાતકો મળ્યા. પુત્રો ડ્રાઈવર થયા. બધાં સુખી. ધ્રુવપદની જેમ એમની પાસેથી આ વાક્ય સાંભળવા મળે. 'હારા પરતાપ લોકભારતીના. અમે તો ગામડાની ધૂળમાં પડ્યા હોત. લોકભારતીએ અમારો હાથ ઝાલ્યો.'

એક વાર કહે, 'આ વખતે તો ભારે થઈ. મનુદાદાએ મારી પાંહે દાઢીની બલેડ મંગાવી. મનુદાદાએ આંબલા પછી (૧૯૪૦) કોઈ દિ કાંઈ ખરીદ્યું હોય તો ભાવની ખબર હોય ને? બધું વિજયામાડી હંભાળે. તે મને વઢવા માંડ્યા, 'બલેડ આટલી બધી મોંઘી? તું છેતરાયો.' મેં દાદાને કીધું, 'દાદા, તમારી ઉંમર વધી, મારી ઉંમર વધી એમ ભાવ પણ વધે ને? આ ચાલીહ વરહ પછીના ભાવ છે. એક માણાહ જ સસ્તો છે, વસ્તુ માતર મોંઘી થઈ છે... દાદા હસી પડ્યા.'

પોતાનાં સંતાનો લાઈને ચડ્યાં એનું એમને ગૌરવ. મોટો દીકરો દયાળ પણ ડ્રાઈવર થયો. લોકભારતીમાં સાત તળાવ બનાવીને, સીંદરી નદીનું પાણી તેમાં ભરીને પાણીનો પ્રશ્ન ઉકેલવાનું આયોજન હતું. દયાળ

માટીના ટ્રેક્ટર ફેરવે. તે દિવસે શું થયું તે ઢાળ ચડતાં ટ્રેક્ટર ઊંચું થઈ ગયું. સ્ટીયરિંગ દયાળની છાતીમાં દબાઈ ગયું. પ્રાણ નીકળી ગયા. નરશીભાઈને ભારે આઘાત લાગ્યો. વજુબહેનના વલોપાતનો પાર નહિ. સંસ્થાએ તેમને ઘેર પ્રાર્થના રાખી. આખો લોકભારતી પરિવાર હાજર રહ્યો. મનુદાદા અને બચુદાદાએ આશ્વાસન આપ્યું. તળાવનું નામ 'દયાળ સરોવર' રાખવાનું નક્કી થયું. પછીથી નરશીભાઈ કહેતા. 'ભગવાને થોડાં વરહ રમાડવા આપ્યો ને પાછો લઈ લીધો. બીજું હું?'

નરશીભાઈની કોળી જ્ઞાતિમાં આબરૂ ઊંચી. દયાળનું વેવિશાળ થયેલું. સામાન્યપણે આવું થાય ત્યારે કન્યા બીજે જાય. પરંતુ દયાળના સસરાએ કહેવડાવ્યું, 'નરશીભાઈ, અમે દીકરી તમારું મોઢું જોઈને આપી હતી. દયાળને ભગવાને લઈ લીધો તો અમે નાના ભાઈ દેવજીને જમાઈ બનાવશું. પણ અમારી દીકરી આવશે તો તમારે ઘેર જ. તમારા જેવા વેવાઈ અમને ક્યાં મળવાના હતા?' કુટુંબની આબરૂ જ એમનું ઘરેણું હતું.

નરશીભાઈ કાંઈ મૂંઝવણમાં હોય. દીકરીને આગળ ભણાવવાની હોય. પૌત્રને કામે ચડાવવાનો હોય. પુત્રવધૂએ કાંઈક કહ્યું હોય તો ઘેર મળવા આવે. મૂંઝાતાં મૂંઝાતાં ભૂમિકા બાંધતા જાય. વચ્ચે વચ્ચે પૂછતા જાય, 'તમે જ કો, આમાં અમારો હું વાંક છે? ના, ના, તમે જ કો. આ ઠીક કહેવાય?' હું જાણું કે મારે સારા શ્રોતા બની રહેવાનું છે. ઉકેલ આપવાની જરૂર નથી. પોતેય જાણતા હોય કે શું કરવું ઠીક ગણાય. વચ્ચે આવું વાક્ય આવી જાય - 'તમારાં બેનનો સ્વભાવ ઉતાવળો. પણ આ કાંઈ તાંતણો થોડો છે કે તોડી નાખીએ?' નિરાંતે વાતો કરે. વાત પૂરી કરતાં હક્કથી કહે, 'લ્યો, કલ્પનાબેન, ચા મૂકો. પીઈને નીકળું.' કલ્પનાબહેનને ખબર હોય એટલે એમની ચા ગળી અને કડક કરે. જતાં જતાં પાછા કહેતા જાય, 'બે વેણ વધારે બોલાઈ ગ્યાં હોય તો મનમાં નો લગાડતા. તમારી હાર્યે જીવ મળેલા તે તમને વાત કરવાનું ઠેકાણું ગણ્યા.'

વિજયાબહેન પંચોળી દરરોજ સવારે આંટો મારવા નીકળે. બળદછપ્પર જાય અને નરશીભાઈને ઘેર પણ જાય. ખબરઅંતર પૂછે. જરૂર હોય ત્યાં સલાહ આપે. વિજયાબહેનનું સ્થાન મા જેવું. નરશીભાઈ એમને બધી વાત કરે. નિયામક કે આચાર્યે એમનું વેણ ન રાખ્યું હોય તો એની ફરિયાદ પણ કરે. વિજયાબહેન બહારગામ જાય તો નરશીભાઈના કુટુંબ માટે કાંઈક લઈ આવે. ઘરે મીઠાઈ બનાવી હોય તો એમાં નરશીભાઈનાં સંતાનોનો ભાગ હોય. દીકરાઓનાં વેવિશાળમાં વિજયાબહેનની મહોર પછી જ

આખરી થાય. એટલે વિજયાબહેન પંચોળીના અવસાન પછી શોકસભામાં નરશીભાઈને બોલવા કહ્યું. ઘડીભર તો મૂંઝાઈ ગયા. પછી કહે, 'બોલતાં તો મને નૈ આવડે. વિજયામાડી જાતાં અમારે તો એક ફેફસું ઓછું થૈ ગ્યું. મારાં દીકરા-દીકરીઓને વિજયામાડીએ લાઈને ચડાવ્યાં. મનુદાદા કરતાંય અમને વધારે ખોટ પડી.' આગળ ન બોલી શક્યા. આંસુ સાથે બેસી ગયા. એમનાં દરેક વેણ સાચાં હતાં. હૈયામાંથી ઊગ્યાં હતાં.

ઉંમર થતાં નરશીભાઈ નિવૃત્ત થયા. એમનો પૌત્ર અનિલ ડ્રાઈવર તરીકે લોકભારતીમાં કામ કરે એટલે તેઓ રહ્યા લોકભારતીમાં જ. નોકરી છૂટી પણ ડ્રાઈવિંગ ન છૂટ્યું. સંસ્થાની ગાડી હવે નહોતી ચલાવવાની, પણ ગાડી ચલાવ્યા વિના એમને ચેન ન પડે. ક્યાંકથી એક નકામી મોટર ખરીદી લીધી. દસ દિવસ ખરચીને મોટર ચાલતી કરી દીધી. પાછા કહે, 'હું ઘરડો એમ મોટરેય ઘરડી. ઓહો હાલે છે.' પરંતુ શરીર ઘસાયું પછી કુટુંબની ચિંતા વધી. સૌની પાકી નાઃ 'તમે, કહો ત્યાં મૂકી જશું. તમારે ગાડી નથી ચલાવવાની.' પણ માને તો નરશીભાઈ નહિ. પોતે જ મોટર ચલાવે. સાથે વજુબહેન હોય. કાં દેવદર્શન કરવા જાય કાં ત્રણે દીકરીઓને ત્યાં વારાફરતી આંટો મારી આવે. ભાણેજડાંને જોઈને રાજી થાય. ત્રણે જમાઈ શિક્ષક-આચાર્ય. પાણીદાર અને લોંઠકા. એમનાં બાળકો પણ ખૂબ આગળ વધ્યાં. એટલે નરશીભાઈ કહેતા. 'મારો તો ફેરો સફળ થૈ ગ્યો. આપણે બીજું હું જોવે?'

નરશીભાઈ જ્ઞાની નહોતા. ડ્રાઈવિંગ સિવાયનું કામ નહોતું કર્યું. પણ સંસ્થાપ્રીતિ અદ્ભુત. સંસ્થાને કોઈ પણ પ્રકારે ઘસારો પહોંચે તો તેમને કાળજે વાગે. એમના ધ્યાનમાં આવે એટલે ક્યારેક કહે, 'તમારી જેવો હું કાંઈ ભણેલોગણેલો નથી. પણ આ કેટલાક અધ્યાપકો જે રીતે વરતે છ ઈ નાનાદાદાની સંસ્થામાં ન શોભે. મારું તો એક જ ધ્યાન. જેણે આપણને રોટલો આપ્યો એની વફાદારી નો છોડવી.' તેમણે નોકરી કરી ત્યાં સુધી સંસ્થાની વફાદારી હૃદયથી જાળવી. અને આ દુનિયા છોડતી વખતે તેઓ ભગવાનને કહેવાના, 'તમે સોંપેલું કામ મેં વફાદારીથી કર્યું છે. બીજું કાંઈ હું નો હમજું.'

આવા નાના માણસો આ ધરતીના જીવનને ભર્યું ભર્યું રાખે છે.

❑❑❑

'હૃદયની શુદ્ધિ તમારા ઓશીકાને વધુ મુલાયમ બનાવે છે.'
'ઘરમાં રહેતો હોય એ જ જાણે કે છાપરું ક્યાંથી ગળે છે.'

**- આફ્રિકન કહેવતો**




# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૧૧

☐ ડો. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડો. શેફાલી થાણાવાલા

## આત્મહત્યા

**સ્ટુ**ડિયોના ચંદેરી અંધકારને ચીરતી પ્રકાશની એક રેખા એ ખુરશી સુધી પહોંચે છે. ખુરશી તો એ જ છે, અભાવ છે તે માત્ર ચેતનાનો!... 'कागज़ के फूल' ચિત્રપટનું છેવટનું દૃશ્ય આ રીતે ચિત્રિત કરીને ગુરુદત્તે પોતાના મૃત્યુ ફરતેની ગૂઢતામાં વધારો કર્યો કે એને પારદર્શક કરી નાખ્યું?... પોતાના મૃત્યુના થોડાક દિવસ પહેલાં જ છાયાચિત્રણ કરેલા પોતાના ચિત્રપટની તીક્ષ્ણ ખીલાથી કરેલી આલોચના થકી પડેલા ઉઝરડા દ્વારા મેરેલિન મનરો નક્કી શું સંદેશ આપવા માગતી હશે? ઊંઘની ગોળીઓનો ઓવરડોઝ લઈને ડાયાલિસીસ પર હતો, ત્યારે જીવનરક્ષક યંત્રનળીઓની જાળમાં અટવાયેલા મારા એક મિત્રે અચાનક આંખો ખોલી. તેની પાંપણો પળભર માટે ફરકી. પછી સ્થિર

થઈ ગઈ. તેણે અમારી સામે જોઈ એક સ્મિત કર્યું, અને શાંત થઈ ગયો. એ સ્મિત ખરેખર શું હતું?...

આવા તો અગણિત પ્રશ્નો છે. આત્મહત્યા એ શબ્દની આસપાસ એક ધુમ્મસાચ્છાદિત કવચ છે. પ્રસંગોપાત્ત, આ કવચ પોલાદ જેટલું મજબૂત થઈ જાય છે, તો ક્યારેક ઇચ્છામૃત્યુના રૂપે પારદર્શી થઈ આપણી સમક્ષ આવી ઊભું રહે છે. માનવસંસ્કૃતિ જેટલી જ જૂની એવી આ આત્મહત્યા વિવિધ રૂપો ધારણ કરીને આપણી સામે આવતી રહે છે.

આજે પશ્ચિમના દેશોમાં મૃત્યુનાં પહેલાં દસ કારણોમાં આત્મહત્યાનો સમાવેશ કરવામાં આવ્યો છે. માત્ર અમેરિકામાં દર ૨૦ મિનિટે એક સફળ આત્મહત્યા થાય છે. દુનિયામાં આત્મહત્યાના પ્રયત્નોના જે આંકડા અધિકૃત ગણાય છે એના કરતાં એ આંકડો લગભગ બમણો હોવો જોઈએ એવું જાણકારોનું કહેવું છે. પરંતુ, આત્મહત્યાની શોકાંતિકા એની આંકડાવારીની તુલનામાં ઘણી વધારે ભયાવહ છે. કારણ, આત્મહત્યા કરતી વખતે મોટાભાગની વ્યક્તિઓ મૃત્યુ વિશે દ્વિધાભરી મનઃસ્થિતિમાં હોય છે. જે ક્ષણે વ્યક્તિ એ અટલ નિર્ણય લે છે તે ક્ષણે તે તદ્દન એકલી હોય છે, માનસિક તણાવ હેઠળ હોય છે અને પોતાની વર્તણૂક તટસ્થપણે મૂલવવાની સૂધબૂધ ગુમાવી બેઠેલી હોય છે. આત્મહત્યા કરનાર વ્યક્તિ સફળ થાય કે અસફળ, પણ એ ઘટનાના પડઘા નજીકના માણસોને હચમચાવી નાખે છે એ પણ એટલું જ સાચું છે. 'મારી પ્રિય વ્યક્તિઓની લાગણીઓની અરથી પર હું પોઢી રહ્યો છું. આ અરથી સહિત મને ચિતા પર લઈ જાઓ... એટલે તમે પણ છૂટો આમાંથી...' આ પંક્તિઓ કોઈ કાવ્યસંગ્રહમાંની નથી. મારા એક દર્દીએ આત્મહત્યા કરતા પહેલાં લખેલી એક ચિઠ્ઠીમાંની છે.

એવું તારણ છે કે આત્મહત્યા કરનારાઓમાં પુરુષોનું પ્રમાણ સ્ત્રીઓ કરતાં ત્રણગણું વધારે છે. પરંતુ, આત્મહત્યાનો પ્રયત્ન કરવાવાળી સ્ત્રીઓનું પ્રમાણ પુરુષો કરતાં ત્રણગણું છે. ઉંમર વધવાની સાથે આત્મહત્યાનો પ્રયત્ન કરવાનું પ્રમાણ ઘટે છે પરંતુ, આત્મહત્યાનું પ્રમાણ વધે છે. હાલમાં પાશ્ચાત્ય દેશોમાં પંદરથી લઈને ત્રેવીસના વય-જૂથમાં આત્મહત્યાનું પ્રમાણ ખૂબ જ વધી રહ્યું છે. આત્મહત્યામાં 'દીર્ઘકાલીન આત્મહત્યા' (ક્રોનિક સ્યુસાઇડ) એવી એક સંજ્ઞા અસ્તિત્વમાં આવી છે. મદ્યપાન, નશીલા પદાર્થોનું સેવન, ડાયાબિટીસ જેવા રોગો તરફની નિષ્કાળજી, એ બધાંનો જ આ સંજ્ઞામાં સમાવેશ થાય છે. નિરાશામાં ઘેરાયેલ વ્યક્તિ, દારૂનો વ્યસની, છૂટાછેડા લેનાર અથવા તો જીવનસાથીથી દૂર રહેનાર

વ્યક્તિ, એકલી રહેનાર વ્યક્તિ, આ બધામાં જ આત્મહત્યાનું પ્રમાણ વધારે હોય છે. ડૉક્ટરો અને વકીલો દ્વારા પણ કેટલીય વાર આત્મહત્યાનો માર્ગ અપનાવવામાં આવે છે. પશ્ચિમી આંકડાઓ અનુસાર તબીબી ક્ષેત્રમાં, મનોચિકિત્સકોમાં આત્મહત્યાનું પ્રમાણ વધારે જોવા મળે છે. (ફિઝિશિયન, હીલ ધાયસેલ્ફ!) શારીરિક બીમારી અને આત્મહત્યા, આ બન્ને વચ્ચે ખૂબ ઘનિષ્ઠ સંબંધ છે. આંકડી આવવાની બીમારી તથા દમની બીમારીથી કંટાળીને આત્મહત્યાનો પ્રયત્ન કરનાર સ્ત્રીઓને મેં જોઈ છે. આવી બીમારીઓમાં માનસિક કારણોસર ઉદ્ભવતી શારીરિક બીમારીઓ (સાયકોસોમેટિક ઇલનેસ) સર્વાધિક હોય છે. આ મુદ્દો વિચાર માગી લે એવો છે.

આત્મહત્યાનો પ્રયત્ન કરવા પાછળ વ્યક્તિગત તણાવ મોટો ભાગ ભજવે છે. વૈવાહિક જીવનનો તણાવ, છૂટાછેડા, પ્રિય વ્યક્તિના મૃત્યુથી લઈને તે પરીક્ષાના પરિણામ સુધીના તણાવો! આ ઘટનાઓ પાછળ લાગણીઓનું એક કોલાજ હોય છે. નિરાશા, લોકોથી દૂર થઈ જવાને કારણે આવતો ગુસ્સો, બદલાની ભાવના, લેશમાત્ર આધાર ન હોય તેવી એકલતા જેવી લાગણીઓ આ કોલાજનો મોટો ભાગ આવરી લે છે.

આત્મસન્માનને ઠેસ પહોંચવી એ પણ અનેક આત્મહત્યા પાછળનું એક કારણ છે. કેટલાંક વર્ષો પૂર્વે મિલના કામદારોની હડતાળ ઉપર હું એક સંશોધન કરી રહ્યો હતો ત્યારની વાત છે. એ કુટુંબની એક માત્ર કમાતી વ્યક્તિ એટલે એ ગૃહસ્થ. હડતાળ શરૂ થયાને લગભગ દસ મહિના થઈ ગયા હતા. બીજી કોઈ નોકરી પણ મળતી નહોતી. બધી જ બચત ખલાસ થઈ ગઈ હતી. બાળકોની ફી ભરવાના પૈસા નહોતા. સમાજમાં તેમનું સ્થાન અને પ્રતિષ્ઠા દાવ પર લાગેલાં હતાં. એક તરફ કોઈની સામે હાથ ન ફેલાવવો એવું સ્વાભિમાન તો બીજી તરફ પરિસ્થિતિની ભીષણતા! ઘંટીનાં બે પડ વચ્ચે એ ભીંસાતા જતા હતા. છેવટે, સ્વમાન પર થતા ઘા એ ગૃહસ્થનાં પત્ની જોઈ ન શક્યાં. એમણે બાથરૂમમાં જઈને જલદ ઍસિડની બાટલી મોઢે માંડી. એમની આખી અન્નનળી બળી ગઈ હતી. મારી સાથે વાત કરતી વખતે એમણે કહ્યું, "સન્માનપૂર્વક જીવી ન શકાયું, એટલે મારે સન્માનપૂર્વક મૃત્યુને ભેટવું હતું."

પ્રસિદ્ધ સાહિત્યકાર અર્નેસ્ટ હેમિંગ્વેનું એક સવારે બંદૂક સાફ કરતાં 'અકસ્માત' નિધન થયું. એમના મૃત્યુ ફરતે આત્મહત્યાનું ગૂઢ રહસ્ય છે. મૃત્યુ પૂર્વે પોતાના એક મિત્રને લખેલા પત્રમાં હેમિંગ્વે કહે છે, "Hatch, if I can't exist on my own terms, then existance is impossible. Do you understand? That is how I've lived and that is how I must

live - or not live." અહીં આત્મહત્યા કરવા પાછળનું એક મહત્ત્વનું પાસું પ્રકાશમાં આવે છે. એ છે, આંતરિક, માનસિક દ્વંદ્વ. આવે વખતે આસપાસના વાતાવરણની અસર ઓછી હોય છે પરંતુ, વ્યક્તિ પોતાના જ એક માનસિક વમળમાં ફસાયેલી હોય છે. જીવન અને મૃત્યુ તરફ જોવાના બધા જ સંદર્ભો આવે વખતે અર્થહીન થઈ જાય છે અને જીવવા માટેની લડાઈ ચાલુ રાખવાની શક્તિ ખલાસ થઈ ગઈ હોય છે.

એટલે 'આશાનો અસ્ત' એ ભાવના આત્મહત્યા માટે પ્રેરક બને છે. જ્યાં સુધી આ આશા ક્ષિતિજના દૂરના એક ખૂણે પ્રજ્વલિત હોય છે ત્યાં સુધી મોટા ભાગની વ્યક્તિઓ કાર્યરત રહે છે. કેન્સરના છેલ્લા સ્ટેજમાં પહોંચેલા દર્દીઓમાં આત્મહત્યાનું પ્રમાણ વધારે હોય છે અને હવે જીવનના થોડાક જ દિવસો શેષ છે એ જાણ્યા પછી તો આ પ્રમાણ ઘણું વધી જાય છે. જેમનું જીવન ડાયાલિસીસ પર અવલંબિત છે એવી મૂત્રપિંડની ક્ષતિથી ગ્રસિત વ્યક્તિઓમાં આત્મહત્યાનું પ્રમાણ સામાન્ય કરતાં ચારગણું વધારે છે. 'મિથ ઑફ સિસીફસ્' નામના પોતાના એક પુસ્તકમાં કામુએ કરેલા એક પ્રશ્નનો અહીં ઉલ્લેખ કર્યા સિવાય રહી નથી શકતો, "Is one to die voluntarily or to hope in spite of everything?"

ડર્કહાઇમ્ નામના એક સમાજશાસ્ત્રીએ આત્મહત્યાના ત્રણ પ્રકારની કલ્પના કરી છે. એકાદા ધ્યેય માટે કરાતી આત્મહત્યાને એ 'એલ્ટ્રુઇસ્ટિક સ્યુસાઇડ' અર્થાત્ 'નિઃસ્વાર્થ આત્મહત્યા' કહે છે. વિયેતનામ સંઘર્ષકાળ દરમિયાન ઘણા બૌદ્ધ ભિક્ષુઓએ આત્મદહન કર્યું એનો આ પ્રકારમાં સમાવેશ થાય છે. એકાકીપણું અને શહેરી જીવનના તણાવોને કારણે થતી આત્મહત્યાઓ, ઉપર દર્શાવેલ પ્રકાર કરતાં તદ્દન વિપરીત પ્રકારની હોય છે. આ પ્રકારને 'ઇગોઇસ્ટિક' એટલે કે 'સ્વયંકેન્દ્રિત' આત્મહત્યા કહેવાય છે. ત્રીજા પ્રકારને 'ઍનોમિક' અથવા તો 'સિદ્ધાંતાધિષ્ઠિત' આત્મહત્યા કહે છે. આમાં સિદ્ધાંતોનું પતન એ એક ક્રિયા અને આત્મહત્યા એ તેની પ્રતિક્રિયા હોય છે. આમાં અમુક પ્રકારની હારાકીરીનો સમાવેશ થાય છે. અતિશય શ્રીમંતાઈમાંથી અચાનક ગરીબ થઈ જવું એ આનું જ એક બીજું ઉદાહરણ કહી શકાય.

આત્મહત્યાના પ્રયાસોનું વર્ગીકરણ કરવાની એક સહેલી રીત હૅમ્લેટે બતાવી છે. 'ટુ બી ઓર નોટ ટુ બી' આ એક જ વાક્યમાં એ વર્ગીકરણ સમાઈ જાય છે. પહેલો વર્ગ છે, 'ટુ બી'. આ પ્રકારમાં આત્મહત્યા કરનાર વ્યક્તિ મરવા નથી માગતી હોતી, પણ તેની આજુબાજુના લોકોને એક ચેતવણી આપવા માગે છે. આને મદદ

માટે પાડેલો સાદ પણ કહી શકાય. આવા પ્રયત્નોમાં અજમાવેલ રીતો સાવ નબળી કહી શકાય એવી હોય છે. કાં તો કામ્પોઝની પાંચ-છ ગોળીઓ અથવા તો પા બાટલી માંકડ મારવાની દવા! આવા પ્રયત્નો પણ એવી પરિસ્થિતિમાં કરવામાં આવે છે કે વ્યક્તિ તરત જ પકડાઈ જાય. આત્મહત્યાના અડધાથી વધુ પ્રયત્નો આ વર્ગમાં આવે છે. દર્દી પર હસવું અથવા તો ગુસ્સે થવું એ આના પરનો ઇલાજ નથી. એમને ખરેખર તો માનસિક સારવારની જરૂર હોય છે. જો પહેલી વારના પ્રયત્નમાં સફળતા ન મળે અને એ પ્રયત્ન તરફ જો દુર્લક્ષ કરવામાં આવે તો એ વ્યક્તિ બીજી વખતના પ્રયત્નની જલદતા વધારી દે છે અને એને કારણે ઇચ્છા ન હોવા છતાંય મૃત્યુને આમંત્રે છે.

'નૉટ ટુ બી' એ છે બીજો વર્ગ. આ વર્ગ મોટા ભાગે આત્મહત્યા કરવામાં સફળ થનારો વર્ગ છે. તેઓ પોતાની ભાવિ યોજનાની ઝલક કોઈને બતાવતા નથી. જ્યાં કોઈ 'જોનાર' ન હોય એવા ઠેકાણે જ તેઓ આત્મહત્યાનો પ્રયાસ કરે છે. આવી વ્યક્તિઓની યોજનાઓ પૂર્વનિયોજિત તથા વધુ સ્પષ્ટ હોય છે. અને એમની રીતો વધુ આક્રમક હોય છે.

હવે આ બન્ને વર્ગોનાં બે પ્રમુખ ઉદાહરણો જોઈએ.

સત્તર વર્ષની એક છોકરી ડાયઝોન પીને દવાખાનામાં દાખલ થઈ. જમ્યા પછી એના પિતા સાથે એનો ઝઘડો થયો. ગુસ્સામાં આવીને ઘરના સભ્યોની સામે જ એણે બાટલી મોઢે માંડી. મારા કાનની બુટી ખોવાઈ ગઈ એટલે મને બાપુ વઢ્યા, એવું એણે મને કહ્યું. "તું જુઠ્ઠું બોલે છે. હું સાચું બોલવા માટે તારા પર જબરદસ્તી નહીં કરું, પણ તું સાચું નહીં કહે તો એમાં તારું જ નુકસાન છે." મેં તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો. એણે સાંભળ્યું નહીં. દર્દીને જોતાં જ એની આત્મહત્યાના પ્રયત્નો પાછળ કયાં કારણો હોઈ શકે એનો અંદાજ અમને આવી જાય છે. એટલે પછી મેં એક કાંકરી નાખવાનું નક્કી કર્યું, "તો પછી તમારી સામેની ચાલમાં રહેતો પેલો છોકરો... શું નામ એનું...?"

"તમને બાપુ આવીને મળી ગયા લાગે છે..." મારું વાક્ય અડધેથી જ તોડતાં તે ઉતાવળે બોલી.

મેં તેના બાપુને ક્યારેય જોયા પણ નહોતા. પણ હિંદી ફિલ્મ સ્ટાઇલનો પ્રેમ અને આત્મહત્યા કરનારાં યુગલો ઘણાં જોયાં હતાં.

પછી તો જાણે બંધ તૂટ્યો હોય તેમ એ બોલતી રહી. સામે રહેતા છોકરા સાથે 'આંખો આંખો મેં,' પછી અંધારા દાદરા પરનું એકાંત, પછી બાપુના હાથનો માર! આ પગથિયાં ચડતી તે છેક આત્મહત્યાનો પ્રયત્ન કરવા સુધી પહોંચી હતી. "મેં આવું ન કર્યું હોત તો એમને સમજાયું ન હોત..." એણે કહ્યું.

એના કરતાં પાંચ વર્ષ મોટી, વિવાહિત અને સંયુક્ત કુટુંબમાં રહેતી એક છોકરી જ્યારે દવાખાનામાં દાખલ થઈ ત્યારે એને દુર્ઘટના (casualty) વિભાગમાં રાખવામાં આવી હતી. એનાં લગ્નને બે વર્ષ થઈ ગયાં હતાં. દહેજ ઓછું મળ્યું એટલે લગ્ન પછીના પહેલા જ અઠવાડિયામાં સાસુની કચકચ ચાલુ થઈ ગઈ હતી. દીકરાએ એને પૂછ્યા વગર જ પોતાનાં લગ્નનો નિર્ણય લઈ લીધો એવી સાસુની સતત ફરિયાદ! દિવસે દિવસે એ ફરિયાદ વધતી ચાલી. એ છોકરી આમ તો ખૂબ જ સંવેદનશીલ, ઓછાબોલી અને શરમાળ હતી. વરને પણ એની એ જ કરમકહાણી કેટલી વાર કહે? છેવટે એને સારા દિવસો રહ્યા અને એ ખીલી ઊઠી. હવે તો સાસુ બદલાશે એવી આશા જન્મી. એણે સાસુમાને આ સમાચાર આપ્યા ત્યારે સાસુએ એટલી તીખી પ્રતિક્રિયા આપી કે એની ધીરજ ખૂટી ગઈ. એણે ગીઝરના કૉઇલમાં આંગળી નાખી જોઈ પણ કરંટ ન લાગ્યો. પછી અચાનક તેને યાદ આવ્યું કે સાસુમા 'એજિટેટેડ ડિપ્રેશન'ની માનસિક બીમારી માટે ગોળીઓ લે છે. એણે સિફતથી એ દવાનું એક પ્રિસ્ક્રિપ્શન મેળવ્યું. સાસુ માટે દવા જોઈએ છે કહીને કેમિસ્ટ પાસેથી ગોળીઓ લીધી. એક દિવસ બપોરે ઘરમાં કોઈ જ નહોતું ત્યારે એણે ચાળીસ ગોળીઓ ખાધી. દવાખાનામાં દાખલ થયા પછી પણ તેની અત્યંત સારવાર કરવી પડી. એની ઉદાસીનતા હવે માંડ કાબૂમાં આવી રહી છે.

આ બે વર્ગ ઉપરાંત, હજુ એક ત્રીજો વર્ગ પણ છે. એ છે 'ટુ બી ઓર નોટ ટુ બી' નો. એટલે કે આવી વ્યક્તિઓ દોરડા પરની કસરત કરતી હોય છે. 'મરી ગયા તો સારું જ છે અને જો જીવી ગયા તો આપણા નસીબમાં જીવવાનું હતું એમ માનીશું,' આવી એમની મન:સ્થિતિ હોય છે. આવા પ્રયત્નો પછી થોડાક સમય માટે એ વ્યક્તિ મનથી સ્થિર થઈ જાય છે, પણ પાછો કોઈ મુશ્કેલ સમય આવે એટલે ફરી એક વાર બીજો પ્રયત્ન કરવા તરફ પ્રવૃત્ત થાય છે. વળી આ વખતનો પ્રયત્ન પહેલાના પ્રમાણમાં વધુ જલદ હોય છે.

આત્મહત્યાને ઘેરતી અનેક ગેરસમજણોનું નિરાકરણ કરવું જરૂરી છે. જે લોકો ખરેખર આત્મહત્યા કરવા માગે છે તેઓ બોલીને બતાવતા નથી એ એક ગેરસમજ! પરંતુ, આત્મહત્યા કરનાર દર દસ વ્યક્તિઓમાંથી આઠ જણ કોઈ ને કોઈ ઇશારો તો આપે જ છે. એ ઇશારો સમજવાની આજુબાજુના લોકોની ક્ષમતા કેટલી છે એ પ્રશ્ન મહત્ત્વનો છે. આત્મહત્યા કરવાની શક્યતા ધરાવતી હોય એવી વ્યક્તિ સામે આ વિષય કાઢવાનો જ નહીં, એ આવી જ એક ગેરસમજ છે.

[ક્રમશઃ]


સરસ્વતીદેવી


અવિનાશ વ્યાસ


અજિત મર્ચન્ટ


દિલીપ ધોળકિયા


ફિરોઝ દસ્તૂર


માધુલાલ માસ્ટર


નિનુ મઝુમદાર


સન્મુખબાબુ ઉપાધ્યાય


વી. બલસારા


જયકિશન પંચાલ


કલ્યાણજી-આણંદજી

# ફિલ્મસંગીતના સુવર્ણયુગીન ગુજરાતી સંગીતકારો

☐ કીર્તિકાન્ત પુરોહિત

બોલપટ ફિલ્મોનાં સંગીતમાં શરૂઆતનો ૧૯૪૦થી ૧૯૬૦નો ગાળો આજે પણ મહદઅંશે સુવર્ણયુગ ગણાય છે. તે ગાળાનાં ગાયનો હજુ પણ ફિલ્મસંગીતના પ્રેમીઓમાં મશહૂર છે. રેડિયો-કાર્યક્રમો અને અનેક-કાર્યક્રમોમાં તે વાગોળાતાં સંભળાય છે. સેંકડો ગાયનો અમરત્વ પામી ચૂક્યાં છે. તે સમયના સંગીતકારો, ગીતકારો, ગાયકો અને રેડિયો-કાર્યક્રમો જેવા કે રેડિયો- સીલોન, ગોવા-રેડિયો કે વિવિધભારતી પ્રસારિત ગીતમાલાઓ વગેરેએ જબરદસ્ત લોકપ્રિયતા હાંસલ કરી હતી. અત્રે આ યુગના ગુજરાતી સંગીતકારોને યાદ કરવાનો ઉપક્રમ છે.

**સરસ્વતીદેવી:** ફિલ્મસંગીતના ઇતિહાસમાં પ્રથમ મહિલા સંગીતકાર 'સરસ્વતીદેવી' પ્રસ્થાપિત થયાં છે તે ગુજરાતી ભાષી પારસી બાનુ હતાં. તેમનું મૂળ નામઃ ખુરશીદ મિનોચહેર હોમજી હતું. પરંતુ ફિલ્મો માટે તેમણે સરસ્વતીદેવી નામ રાખેલું. એક સમયનાં અતિ લોકપ્રિય ગીતોવાળાં ન્યુ થિયેટર્સનાં બંધન, ઝૂલા, અછૂત કન્યા જેવાં ચિત્રપટોમાં તેમનું મ્યુઝિક હતું. તેમનો ફિલ્મીસંગીતમાં ગાળો ૧૯૩૬થી ૧૯૫૫ સુધી રહ્યો જેમાં તેમણે આશરે ૩૧ જેટલી ફિલ્મોમાં સંગીત આપેલું. ગીતકાર કવિશ્રી પ્રદીપજીને ગાયક તરીકે રજૂ કરવાનું શ્રેય સરસ્વતીદેવીને જાય છે. લખનઉ નિવાસી સરસ્વતીદેવીએ બાકાયદા સંગીતનું શિક્ષણ પંડિત ભાતખંડેજી પાસેથી લીધું હતું. તેમનાં સંગીતમાં આવેલ છેલ્લી ફિલ્મ ૧૯૬૧ની રાજસ્થાની ફિલ્મ 'બાબાશા રી લાડલી' હતી. આજીવન અપરિણિત રહેલ સરસ્વતીદેવીનો જીવનકાળ ૧૯૧૨-૧૯૮૦ રહ્યો.

**અવિનાશ વ્યાસઃ** ગુજરાતી ગીત-સંગીતમાં તો એવું છે કે તે અવિનાશ વ્યાસના નામ વગર સદાય અધૂરું જ રહે. તેમણે લગભગ ૬૧ હિન્દી ફિલ્મોમાં અને ૧૯૦થી વધુ ગુજરાતી ફિલ્મોમાં સંગીત આપ્યું છે. ગુજરાતી સુગમ સંગીતનો ઇતિહાસ શ્રી અવિનાશજી વગર લખી જ ન શકાય. તેમણે ઉસ્તાદ અલ્લાઉદ્દીન ખાંસાહેબ પાસેથી સંગીત શિક્ષા પ્રાપ્ત કરેલી. તેઓ પંડિત રવિશંકર અને ઉસ્તાદ અલી અકબરખાંના પણ ગુરુ હતા.

તેમનું પૂરું નામ અવિનાશ આનંદરાય વ્યાસ, અવિનાશજી સંગીત-દિગ્દર્શક ઉપરાંત ગુજરાતીમાં ઉત્તમ ગીતલેખક તરીકે પણ વિખ્યાત છે. ૧૯૭૦માં ભારત સરકાર તરફથી પદ્મશ્રી પુરસ્કાર મેળવનાર આ સંગીતજ્ઞનો જીવનગાળો ૧૯૧૨થી ૧૯૮૪નો રહ્યો. ૧૯૪૩માં ઉસ્તાદ અલ્લારખાં સાથે 'મહાસતી અનસૂયા' માટે સંગીત આપી તેમણે કારકિર્દી શરૂ કરી હતી. ગુજરાત સરકારનો ૨૫ વખત સંગીત એવોર્ડ મેળવનાર અવિનાશભાઈ ગુજરાતનું એવું ઘરેણું હતા કે જેઓ ગીતકાર, સંગીતકાર અને ગાયક તરીકે બેજોડ રહ્યા. એમનાં ગુજરાતી ગીતોની સંખ્યા ૧૨૦૦૦થી પણ વધુ છે તેવો ઉલ્લેખ મળે છે. મુંબઈ ખાતે તા. ૨૦-૮-૧૯૮૪ના રોજ તેમણે પોતાની જીવનલીલા સંકેલી. તેમના પુત્ર ગૌરાંગ વ્યાસ પિતાના પગલે ચાલી યશસ્વી નીવડ્યા છે.

**અજિત મર્ચન્ટઃ** ભારતીય શાસ્ત્રીય સંગીત ઉપરાંત પાશ્ચાત્ય સંગીત અને ગુજરાતી-મરાઠી નાટ્યસંગીતમાં જેમની નિપુણતા વખણાય છે તેવા અજિત મર્ચન્ટનો જન્મ મુંબઈમાં સુખી ગુજરાતી પરિવારમાં થયેલો. તેમના પિતા શ્રી રતનશી જેઠા એક ક્રિમિનલ લોયર હતા. અજિતભાઈને યાદ કરવા ફિલ્મ 'દીવાદાંડી'નું દિલીપ ધોળકિયાએ ગાયેલું 'તારી આંખનો

અફિણી...' પૂરતું છે. લગભગ ૩૨ ગુજરાતી અને ૮ હિન્દી ફિલ્મોમાં સંગીત આપનાર અજિત મર્ચન્ટે સંગીતની તાલીમ ખાંસાહેબ અમાનઅલી તથા શ્રી શિવકુમાર શુક્લ પાસેથી લીધેલ. તેમણે લગભગ ૨૦૦થી પણ વધુ નાટકોમાં મ્યુઝિક આપ્યું છે. 'ધરતીનાં છોરું' ગુજરાતી ફિલ્મ માટે તેમને ગુજરાત સરકારનો શ્રેષ્ઠ સંગીત માટેનો એવોર્ડ પણ મળેલો. તેમનો જીવનકાળ ૧૯૨૨થી ૨૦૧૧ નોંધાયેલ મળે છે.

**શ્રી દિલીપ ધોળકિયાઃ** આષાઢી સૂરના ગાયક એવા દિલીપ ભોગીલાલ ધોળકિયાનો જન્મ ૧૪.૧૦.૧૯૨૧ના રોજ જૂનાગઢમાં થયેલ. એ જમાનામાં બી.એ. સુધી ભણેલા દિલીપભાઈને સંગીત દિગ્દર્શક શાંતિભાઈ દેસાઈ ગાયક તરીકે મુંબઈની ફિલ્મોમાં લાવ્યા. ફિલ્મનું નામ હતું 'કિસ્મતવાલા' એસ. એન. ત્રિપાઠી, ચિત્રગુપ્ત વગેરેના નિર્દેશનમાં ગાયક તરીકે પ્રસ્તુત થઈ પ્રથમ સોલો ગીત 'મહાસતી સાવિત્રી'માં ગાયું જેનું સંગીત ચિત્રગુપ્તનું હતું. તેઓ પ્રસ્થાપિત રેડિયો-સ્ટાર પણ હતા. ફિલ્મ સંગીતકાર તરીકે તેમની પ્રથમ ફિલ્મ 'ભક્તિ મહિમા' ૧૯૬૦માં આવી જેમાં તેમણે ડી. દિલીપ નામે સંગીત આપ્યું. ૧૯૬૨માં આવેલ 'પ્રાઈવેટ સેક્રેટરી'માં તેમનું સંગીત સારું એવું વખણાયું, 'કંકુ' તેમની યશસ્વી ગુજરાતી ફિલ્મ હતી. દિલીપભાઈના સુપુત્ર રજત ધોળકિયા પણ સારા સંગીતકાર તરીકે ખ્યાતિ પામેલા છે. દિલીપ ધોળકિયાએ ઘણી ગુજરાતી ફિલ્મોમાં સંગીત આપ્યું છે. છેલ્લે તેમણે અમદાવાદ ખાતે વસવાટ કરેલ. તા. ૨ જાન્યુઆરી ૨૦૧૧માં મુંબઈ ખાતે તેમણે દેહ છોડ્યો.

**ફિરોજ દસ્તુરઃ** એક જમાનામાં ખયાલ ગાયકીના ગાયક તરીકે (કિરાના ઘરાના) ફિરોજ દસ્તુર ખાસ્સા મશહૂર હતા. મુંબઈમાં પારસી કુટુંબમાં જન્મ લેનાર તેઓ ગ્રાંટરોડ પાસે રહેતા હતા. ઉગમ કાળે તેમણે ફિલ્મોમાં હીરોની ભૂમિકા નિભાવેલી તથા ગીતો પણ ગાયેલાં. ૧૯૪૭ની ફિલ્મ 'ગુલ બકાવલી'ના તે હીરો હતા. તેમાં તેમણે સંગીત પણ આપેલ તેવી નોંધ મળે છે. લગભગ ૨૦૦૮માં લાંબું જીવન જીવી તેઓ આ ફાની દુનિયા છોડી ગયા તેવી નોંધ 'યુ ટ્યુબ'માં છે. ૧૯૩૩માં વાડિયા મૂવી ટોનની ફિલ્મ 'કાલે યમન'થી તેમણે કારકિર્દી શરૂ કરેલ.

**જયંતી જોશીઃ** સન ૧૯૨૭માં જન્મેલ જયંતી જોશી સુરત છોડી ૧૯૪૭ આસપાસ મુંબઈ આવ્યા. એ સમયમાં સંગીતક્ષેત્રે શ્રી અવિનાશ વ્યાસનો સિતારો ખાસ્સો ઉદયમાન હતો. તેમના સહાયક સંગીતકાર તરીકે જોડાઈ જયંતીભાઈ ફિલ્મની સંગીત-કારકિર્દી તરફ વળ્યા. ૧૯૬૧માં 'મતલબી દુનિયા'માં તેમણે સંગીત આપ્યું તેમ જ મુકેશ પાસે ગીતો ગવડાવ્યાં. બહુધા તેમનું સંગીત

ગુજરાતી પૂરતું મર્યાદિત રહ્યું. ગુજરાતી ફિલ્મ 'જેવી છું તેવી'માં ૧૯૬૩માં તેમને ગુજરાત સરકારનો એવોર્ડ મળેલો. લગભગ ૧૯૮૦માં મુંબઈ ખાતે તેમનું નિધન થયું. મને યાદ છે કે ૧૯૬૦ આસપાસ મુંબઈના સાંસ્કૃતિક કાર્યક્રમોમાં ગરબા આયોજનો ખૂબ ખીલેલાં અને ત્યારે જયંતી જોશીનું નામ ગુજરાતી સમાજમાં ખાસ્સું જાણીતું હતું.

**માધુલાલ માસ્ટરઃ** ૧૯૦૩ના ૨૧મી જૂને જન્મેલ ગુજરાતી યુવક માધુલાલ દામોદર માસ્ટર ૨૮ વર્ષની ઉંમરે ફિલ્મ-ઉદ્યોગમાં પ્રવેશે છે. જે મળે તે કામ કરતાં કરતાં તેઓ ફિલ્મના સંગીતકાર બની જાય છે. ૧૯૩૨માં 'નવચેતન' નામે પહેલી ફિલ્મમાં સંગીત આપે છે. તેમાં તેમનાં ૮ ગીત હોય છે. એ બાદ ૧૯૩૩માં તેમની સંગીતકાર તરીકે ફિલ્મ 'હાતિમતાઈ' આવી. આ ફિલ્મ ભારતમાં પ્રદર્શિત સૌથી લાંબી ફિલ્મ હતી અને તે ચાર ભાગમાં વહેંચાયેલી હતી. કુલ મળીને તેમાં ચાર ડઝન ગીતો હતાં. ૧૯૩૧થી ૧૯૫૨ સુધીમાં માધુલાલ માસ્ટરે લગભગ ૩૪ ફિલ્મોમાં મ્યુઝિક આપેલું. તે સમયમાં તેમની તાજમહેલ અને બંબઈવાલી નામે ફિલ્મો જાણીતી થયેલ. ૧૯૪૧ની 'તાજમહેલ' દ્વારા સચિનદાએ પહેલું ફિલ્મી-ગીત ગાયેલું.

૧૯૫૨માં ફિલ્મ-દુનિયા છોડી પછી તેઓ ઢીંગલીઓના પપેટ શોમાં નિષ્ણાત ગણાવા લાગ્યા હતા. એવું મનાય છે કે ૧૯૯૦માં ૮૭ વર્ષની વયે તેમનું ખૂન થયું હતું જે વિશે અધિક માહિતી મળી નથી.

**મધુસૂદન આચાર્યઃ** ગુજરાતી સંગીતકાર તરીકે તેઓએ ફક્ત એક જ હિન્દી ફિલ્મ 'કિનારા' (૧૯૪૯) આપી છે તેવા મધુસૂદન આચાર્યનો જન્મ ૨૮-૧૧-૧૯૧૧ના રોજ અમદાવાદ ખાતે થયેલ. ૧૯૪૭માં તે મુંબઈ આવેલ અને રંગભૂમિ સાથે જોડાયા તથા અનેક ગુજરાતી નાટકો લખ્યાં. ૩૫૦૦ નાઈટ કરનાર 'મંગલમૂર્તિ' નાટક પરથી તેમણે 'કિનારા' ફિલ્મ બનાવી જેના હીરો, સંગીતકાર અને ગાયક પણ તેઓ બન્યા. ગાંધીજીની આઝાદી ચળવળમાં તેમણે સક્રિય ભાગ લઈ જેલવાસ પણ ભોગવેલો. ફિલ્મ 'કિનારા'માં તેમની હીરોઈન ગીતાબાલી હતી. તે ફિલ્મમાં લતા મંગેશકરે પણ એક ગીત ગાયેલું. તેઓએ સંગીતની તાલીમ ઉસ્તાદ અબ્દુલ કરીમ ખાં, બાલકૃષ્ણ બુઆ, કપિલેશ્વરી તથા રોશનઆરા બેગમ પાસેથી લીધેલ. 'કિનારા' ફિલ્મની એક અન્ય વિશેષતામાં ઉસ્તાદ બિસ્મિલ્લા ખાંસાહેબે તેમાં શહનાઈ વગાડેલી તે પણ છે. છેલ્લે તેઓ સુરત રહેતા હતા.

**નિનુ મઝુમદારઃ** વડોદરાના નાગર પરિવારમાં ૧૯૧૫માં જન્મેલ નિનુ મઝુમદારના પિતાશ્રી નાગેન્દ્ર મઝુમદાર ફિલ્મ ડાયરેક્ટર હતા અને સંગીતના સારા જાણકાર હતા. તેમણે ઉસ્તાદ ઈમાન અલીખાં પાસેથી સંગીતની શિક્ષા પ્રાપ્ત કરી. તેમની ગાયકી પર

કુંદનલાલ સાયગલનો સારો એવો પ્રભાવ હતો. તેમણે પ્રથમ સંગીત 'બ્લેક આઉટ' ફિલ્મમાં આપ્યું. ગાયક તરીકે પ્રથમ તેમણે એસ. એન. ત્રિપાઠીના સંગીતમાં ફિલ્મ 'ચૂડિયાં' માટે ગાયું. તેઓ તિમિર બરનના ઓર્કેસ્ટ્રામાં ફ્લુટ પણ વગાડતા. અનિલ વિશ્વાસના સહાયક પણ રહ્યા. ૧૯૫૪થી ૧૯૭૫ તેઓ ઓલ ઇન્ડિયા રેડિયોમાં ઓફિસર હતા. નિનુ મઝુમદાર અને તેમનાં પત્ની કૌમુદી મુનશી ગાયક-બેલડી ગુજરાતમાં ઘરઘરમાં જાણીતી છે. તેમના સુપુત્ર ઉદય મઝુમદાર પિતાના નકશેકદમ પર જાણીતા ગાયક સંગીતકાર છે. મુંબઈ ખાતે ત્રીજી માર્ચ ૨૦૦૦ના રોજ નિનુભાઈએ અંતિમ શ્વાસ લીધો.

**સન્મુખબાબુ ઉપાધ્યાયઃ** સુરતથી વધુ એક કલાકાર ફિલ્મોમાં મેટ્રિક પાસ કરી આવ્યા તે સન્મુખબાબુ ઉપાધ્યાય. તેમના પિતા મણીશંકર તથા મોટાભાઈ મા. દીનાનાથ નાટકોના સંગીતકાર તો હતા જ. પં. ઓમકારનાથ સાથે રહી તેમણે સંગીતની બારીકાઈ જાણી. મુંબઈ રેડિયો પર તે સ્ટાફ આર્ટિસ્ટ બન્યા. દિનકરરાવ પાસે રહી તેમણે મરાઠી, પંજાબી, ગુજરાતી લોકગીતો અને શાસ્ત્રીય સંગીતનો અભ્યાસ કર્યો. ૧૯૪૬માં અવિનાશ વ્યાસ સાથે જોડાઈ પાર્શ્વસંગીત આપવા લાગ્યા. પોશાકચિત્રોની કેટલીક ફિલ્મોમાં ૧૯૫૬ પછીના દસકામાં તેમણે ફિલ્મસંગીત આપ્યું અને જ્યુથિકા રોય, મન્નાડે, ગીતા દત્ત, તલત મહેમુદ, લતા મંગેશકર તથા સુમન કલ્યાણપુર જેવાં પાસે ગીતો ગવડાવ્યાં. લલકાર, અમરસિંહ રાઠોડ, નાગપદ્મિની, રાજપ્રતિજ્ઞા, હમીર હઠ જેવી લગભગ ૭ ફિલ્મો તેમના નામે આવી. ૨૪-૨-૧૯૮૪માં મુંબઈ પાસે તેમનું દુઃખદ નિધન થયું.

**વી. બલસારાઃ** આ પારસી સંગીતકારનું નામ હતું બિસ્તાપ અર્દેશર બલસારા. તેમણે સંગીત શિક્ષણ માતા ફરામરોજ શ્રોફ તથા ઉસ્તાદ બચુમિયાં પાસેથી મેળવ્યું. હાર્મોનિયમ અને પિયાનોવાદનમાં તેઓ અવ્વલ ગણાતા હતા. તેમણે સૌ પ્રથમ સર્કસ ગર્લમાં વસંતકુમાર સાથે તથા રંગમહલમાં કે. દત્તા સાથે મ્યુઝિક આપ્યું. તે ઉપરાંત તેમના નામે મદમસ્ત, તલાશ, વિદ્યાપતિ, વોહી લડકી, પ્યાર વગેરે ફિલ્મો બોલે છે. કુલ ૧૦ ફિલ્મોમાં તેમણે સંગીત આપેલું. તેમનું કાર્યક્ષેત્ર મુંબઈ અને કલકત્તા રહ્યાં. તેમનો જીવનકાળ ૨૨-૬-૧૯૨૨ (મુંબઈ) થી ૨૪-૩-૨૦૦૫ (કલકત્તા) રહ્યો. મધ્યમ બજેટના નિર્માતા માટે તેઓ આશીર્વાદરૂપ હતા.

આ લેખના અંતિમ ચરણમાં મારે એવા મહાન અને દિગ્ગજ સંગીતકારોનો ઉલ્લેખ કરવો છે જેમના માટે એક આખો લેખ તો શું એક આખું પુસ્તક પણ પર્યાપ્ત ન લાગે.

**જયકિશન પંચાલ (શંકર-જયકિશન ફેઈમ):**

દક્ષિણ ગુજરાતના વાંસદા જેવા નાનકડા કસ્બામાંથી ફિલ્મી દુનિયાને જયકિશન ડાયાભાઈ પંચાલ પ્રાપ્ત થાય છે. મધુર કંઠના સ્વામી જયકિશનને

તેના મોટાભાઈ બલવંતરાય પાસેથી સંગીત શીખવા મળે છે. એક લાકડાના કારખાનામાં શંકર રઘુવંશી સાથે તેમની દોસ્તી થાય છે. આગળ જતાં પૃથ્વી થિયેટર્સમાં સંગીતકાર રામ ગાંગુલીના સહાયક બને છે. રાજ કપૂરની દોસ્તી અને આ સંગીતજોડી શંકર-જયકિશનની પ્રથમ ફિલ્મ 'બરસાત' અને તેનું સંગીત પછી તો ઇતિહાસ રચે છે.

શંકર-જયકિશનની જોડીએ ૧૯૪૮થી ૧૯૭૧ના લગભગ બે ઉપરાંત દાયકા દરમિયાન આપેલ સેંકડો ફિલ્મી ગીતો આજે પણ મધુર ગુંજન કરતાં મળે છે. આ જોડીએ પિયાનો, એકોર્ડિયન, મેંડોલિન ઢોલક ઇત્યાદિના ઉપયોગથી એવી સુંદર તરજો રચી અને તે સ્થાપિત ગાયકો ઉપરાંત સી.એચ. આત્મા, સુબિર સેન અને શારદા જેવા કલાકારોને પ્રથમવાર પ્રસ્તુત કરી ગવડાવી કે ફિલ્મી સંગીતનો ખજાનો તેનાથી ભરપૂર થઈ ગયો.

૪ ડિસેમ્બર ૧૯૨૯માં જન્મેલ જયકિશનનું નાની વયે અકાળે ૧૨મી સપ્ટેમ્બર ૧૯૭૧માં દુખદ મૃત્યુ થયું જેનાથી આ ખ્યાતિપ્રાપ્ત જોડી તૂટી પણ તે પછી શંકરે એકલા હાથે જોડીના નામે જ સંગીત આપવું ચાલુ રાખ્યું. પણ મૂળ રંગ ચડી ન શક્યો.

**કલ્યાણજી-આણંદજીઃ** સિને-જગતમાં આ બંધુબેલડીએ અનોખો ઇતિહાસ રચ્યો છે. મૂળ કચ્છના વીરજી શાહના આ બે પુત્રોએ અઢળક સિનેગીતોથી એક એવી તવારીખ રચી છે જે બે-જોડ છે. ફિલ્મ 'નાગિન'માં હેમંતકુમારને સહાય કરતાં ક્લેરોનેટ પર જે બીનની ધૂન કલ્યાણજીએ વગાડી તેણે સમગ્ર ભારતને ડોલાવી દીધું. ૧૯૫૮માં સમ્રાટ ચંદ્રગુપ્તનું મધુર સંગીત કલ્યાણજી વીરજી શાહ નામે આપી તેમણે આ જગતમાં પદાર્પણ કર્યું. સાતેક ફિલ્મો પછી 'સટ્ટાબજાર' ફિલ્મથી એકાદ વર્ષ પછી નાનાભાઈ આણંદજી પણ જોડાયા. આમ એક ઓર જોડીએ પોતાનું મજબૂત સ્થાન ફિલ્મસંગીતમાં કાયમ કર્યું. તેમના મધુર સંગીતે ૧૯૬૦ પછી પણ કૂચ જારી રાખી અને લગભગ ૨૩૭ જેટલી ફિલ્મોમાં સંગીત પીરસ્યું. ખુશનુમા સ્વભાવના વડીલબંધુ કલ્યાણજીભાઈનું નિધન ૨૪ ઓગસ્ટ ૨૦૦૦માં મુંબઈ ખાતે થયું પછી આણંદજીભાઈએ બાળકોને સ્ટેજ આપવાના ભારતભરમાં કાર્યક્રમો રચી સંગીતની સેવા આગળ ધપાવી જે આજે પણ અવિરત ચાલુ રહી છે. તેમના નાનાભાઈ બાબલા પણ સંગીતને સમર્પિત રહી પોતાના ઓર્કેસ્ટ્રાથી કાર્યક્રમો દેતા રહ્યા છે.

આમ ગુજરાતીઓનાં અનેરા પ્રદાનથી ફિલ્મજગત તેની શરૂઆતથી સંગીતક્ષેત્રે માતબર લાભ ઉઠાવતું આવ્યું છે. આ લેખ તૈયાર કરવામાં વડોદરાના પ્રા. યોગેશ યાદવનું સંકલન 'ફિલ્મ સંગીતકાર સુવર્ણયુગવાલે' મને અત્યંત ઉપયોગી થયું છે તેની નોંધ લઈ વીરમું છું.

અસ્તુ. 







# અલ્પવિરામ - અંતરંગ વાતો

☐ અવિનાશ પારેખ

**કૉ**ફીમેટ્સ-મુંબઈ, વિકલ્પ અને ભવન્સ કલ્ચરલ સેન્ટર-અંધેરીના સહિયારા ઉપક્રમે એક વિશિષ્ટ અને અ-નોખી પ્રવચનશ્રેણી અલ્પવિરામ, જો આ હોય મમારું અંતિમ પ્રવચનનું, એપ્રિલ ૨૦૧૦થી એપ્રિલ ૨૦૧૨ દરમ્યાન અંધેરી (મુંબઈ)ની ભવન્સ કોલેજના એસ. પી. જૈન સભાગૃહમાં આયોજન કરવામાં આવેલું. આ શ્રેણીમાં જાહેરજીવનનાં જુદાં જુદાં ક્ષેત્રની નામાંકિત વ્યક્તિઓએ નિખાલસતાથી પોતાનાં અંગત જીવન તરફની બારીઓ ઉઘાડી હતી. દર મહિનાના પહેલા રવિવારની સવારે નિયમિતપણે યોજાતી રહેલી પચીસ મણકાની આ શ્રેણી અત્યંત લોકપ્રિય નીવડી હતી અને એક બહોળા સમુદાય માટે વિચાર-બોધપ્રેરક અને રસપ્રદ ઠરી હતી. આ શ્રેણીનાં બધાં જ પ્રવચનો અગાઉ દશ્ય-શ્રાવ્ય ઘનાંકિતા (ઓડિયો-વીઝ્યુઅલ સી.ડી) તરીકે તેમજ પુસ્તક રૂપે સહૃદય ભાવકો સુધી પહોંચી ગયાં છે તેનો આનંદ છે. લગભગ એક દસકા પછી આ પ્રવચનશ્રેણીના આયોજનની પૂર્વભૂમિકામાં અને ફલશ્રુતિમાં રસિકજનોને જરૂર રસ પડશે એવી ધારણા છે.

વર્ષ ૨૦૧૦ના આરંભે 'ધ લાસ્ટ લેક્ચર' નામની એક વીડિયો અમારા - કેટલાક મિત્રોના જોવામાં આવી, જેમાં અસાધ્ય બીમારીને લીધે આગામી થોડાક મહિનાઓમાં જ જેમનું અવસાન નિશ્ચિત હતું એવા અમેરિકન રેન્ડી પૉશ પોતાના ખરેખરના અંતિમ પ્રવચનમાં બોલી રહ્યા હતા. મરણ જ્યારે આંખ સામે હોય ત્યારે કોઈ પણ વ્યક્તિના વીતી ગયેલ જીવનને મૂલવવાના અભિગમમાં

ધરમૂળથી ફેર થઈ શકે છે અથવા તો એ ગહન વિચારમાં ગરકાવ થઈ શકે છે. રેન્ડી પૉશે એમના બાળપણનાં સ્વપ્નો વિશે, જીવનમાં મળેલી સફળતા-નિષ્ફળતા વિશે, કુટુંબ-પ્રિયજનો વિશે, જિંદગી વિશે વાત કરવાનું પસંદ કર્યું તે તરત જ નોંધી શકાયું. એમણે નક્કી કરી રાખેલું કે એમની બીમારી વિશે એ નહીં જ બોલે, મરણ વિશે નહીં પણ જીવન વિશે જ બોલશે! અમને (મને, નૌશિલ મહેતા, કમલ વોરા અને લલિત શાહ) મિત્રોને એક વિચાર આવ્યો કે આવી જ કોઈ નિયમિત શ્રેણી આપણી ભાષામાં શરૂ કરી હોય તો કેવું? અલબત્ત, એ પણ તરત સમજાયું હતું કે અહીં આપણો પરિવેશ લાવવો પડે, આપણા સંદર્ભે કેટલાક ફેરફાર કરવા જરૂરી બને. જેમનો ઈલાજ શક્ય ન હોય એવા લોકોને શોધવા કઈ રીતે અને મળી જાય તો આપણા સમાજ-સંસ્કારમાં એમાંના કેટલાક જાહેરમાં પ્રગટ થવા રાજી ન પણ હોય એવુંય બને. કોઈકને વળી વાત કરવી ન પણ ફાવે. આપણામાં સંસ્કારગત પણ મૃત્યુને અંતિમ સ્થાનક નથી સમજવામાં આવતું, અસ્તિત્વનું પૂર્ણવિરામ સમજવામાં નથી આવતું. ખાસ્સી મૂંઝવણ હતી પણ મારા સંકટ સમયની સાંકળ એટલે કેતન સંઘવી. તે મારા દરેક સ્વપ્નના સેનાપતિ. એણે એની રમતિયાળ શૈલીમાં કહ્યું આપણે વિરામ લઈએ ને તરત મારા મનમાં અજવાળું ફેલાયું અને નામકરણ 'અલ્પવિરામ' નક્કી કર્યું. એટલે આ કલ્પિત અંતિમ પ્રવચન તે પૂર્ણવિરામ નહીં પણ અલ્પવિરામ એવું નામકરણ અમે વિચાર્યું. વક્તા તેમજ શ્રોતા બન્ને કોઈ પ્રકારનો ક્ષોભ નહીં અનુભવે એવું ધાર્યું. આમ, આ શ્રેણીનું અલ્પવિરામ, જો આ હોય મારું અંતિમ પ્રવચન એવું નામકરણ કરવામાં આવ્યું.

દરેક વિચારશીલ મનુષ્ય એના વીતી ગયેલા જીવન તરફ વારંવાર એક દૃષ્ટિપાત કરી લેતો હોય છે. એ કેવું જીવવા ઇચ્છતો હતો અને કેવુંક જીવ્યો, એણે એની જિંદગીમાં છેક બાળપણથી અત્યાર સુધી શું સપનાં સેવ્યાં હતાં અને તે બધાંનું ખરેખર શું થયું? એ કઈ રીતે જીવ્યો, એના જીવનની સિદ્ધિ-સફળતાઓ, નિષ્ફળતા-નિરાશાઓનો અહેવાલ પોતાને જ આપીને અંગત જીવનનો એક તાળો મેળવી લેતો હોય છે અને એના આધારે ભવિષ્યનો રસ્તો પણ નક્કી કરતો જતો હોય છે. દરેકની આ પ્રક્રિયા અંગત ધોરણે લગભગ નિરંતર ચાલતી હોય છે; પણ ધારો કે કોઈ અસાધ્ય બીમારીને કારણે કોઈ વ્યક્તિના જીવનમાં બહુ જ ઓછો સમય શેષ હોય તો આવા અંગત અહેવાલની ગંભીરતા અને આખી વાતનું પરિમાણ કેવાં તો બદલાઈ જાય! જીવનનો છેકનો છેવાડો દેખાતો હોય એવી વ્યક્તિનું વિહંગાવલોકન કેવું હોય? એનું અંતિમ

જીવન-દર્શન કેવું હોય? એનું બયાન કેવું હોય? કદાચ બોલનાર અને સાંભળનાર બન્ને ખળભળી જાય, વધુ આત્મ-અવલોકન તરફ વળે એમ પણ બને. જીવનપ્રવાહ ક્યારેય અપેક્ષિત ધારણાઓમાં ન વહેતો હોઈ, એ અહેવાલ હૃદયસ્પર્શી અને હૃદયદ્રાવક તો બને જ પણ અન્યો માટે અવશ્ય પ્રેરણાદાયક બને.

અમે વિચાર્યું કે આ શ્રેણીમાં નિમંત્રિત વક્તાઓ માત્ર સાહિત્યકારો પૂરતા સીમિત ન રાખવા પણ એનો વ્યાપ વિસ્તારવો. જે-તે ક્ષેત્રમાં જેમણે ભારે નામના મેળવી છે અને જેમનો એક લાંબા સમય સુધી જાહેર જીવન સાથે સંપર્ક રહ્યો છે તેવા બહુશ્રુત જ નહીં પણ બહુ-સ્વીકૃત વ્યક્તિઓને નિમંત્રણ આપવાં. આ બધા મહાનુભવોએ પોતપોતાનાં ક્ષેત્રોમાં નામાંકિત હોય પણ એમણે આવી કોઈ, એમનાં જીવનની અંગત ભૂમિકા વિશે વાત કરી હોય તે શક્ય નહોતું. આમ સાહિત્યકાર, કલાકાર, ધર્મગુરુઓ, ડૉક્ટર, વકીલ એવા બહોળા સમુદાયમાંથી પસંદગીનો અવસર અમારે માટે ઉપલબ્ધ થયો. વિવિધતા ખાતર એક ક્ષેત્રના શક્યતઃ બેથી વધુ વક્તાઓને ન કહેવું એમ પણ અમે નક્કી કર્યું. અમે સાથોસાથ એ નિર્ણય પણ લીધા કે વક્તા બહુધા ગુજરાતીમાં બોલી શકતા હોવા જોઈએ; અને રાજકારણીઓને બાકાત રાખવા. પસંદગીનાં આ ધોરણોને કારણે અમે ઉત્તમ વક્તાઓ મેળવી શક્યા અને પ્રવચનોનું સ્થળ ભલે મુંબઈ હતું પણ વક્તાઓ અમે દેશ અને દેશાવરથી પણ પસંદ કર્યા.

એકમેકથી અલગ, વિવિધ ક્ષેત્રમાં સફળ થયેલા ૨૫ વક્તાઓનાં નામ ઊભરી આવ્યાં - જે-તે ક્ષેત્રના નામાંકિત અને પ્રતિષ્ઠિત ગુજરાતીઓ. અમે જાણતા હતા કે બધું સાવ સમુંસૂતરું તો ક્યાંથી હોવાનું અને અમારી કસોટી થવાની હતી. પચ્ચીસમાંના પહેલા વક્તા તરીકે એક અનોખું નામ સૂચવાયું - શ્રી નારાયણભાઈ દેસાઈનું. નારાયણભાઈ ગાંધી-કથામાં અતિ વ્યસ્ત હતા. એમણે વિષય સાંભળીને પહેલાં તો અમને એમ કહ્યું : 'મારે તમારે ત્યાં અંતિમ પ્રવચન શા માટે આપવું જોઈએ? મેં જવાબમાં આ શ્રેણી પાછળની ભૂમિકા વિગતે સંભળાવી. એમણે અનેક પ્રશ્નો કર્યા અને અંતે, મારી પાસે હમણાં સમય નથી એમ કહી સહમત ન જ થયા! આ વાત અમસ્તી જ મિત્ર પ્રબોધ પરીખ સાથે થઈ. આ શ્રેણીનો આરંભ એમનાથી જ થવો જોઈએ એવી શુભેચ્છા રાખીને એમણે બીડું ઝડપ્યું અને ખરેખર ચમત્કાર થયો. પ્રબોધભાઈ મંજૂરી મેળવી લાવ્યા અને શ્રી નારાયણ દેસાઈના વક્તવ્યથી આ શ્રેણીના શ્રીગણેશ થવાનું અંકે થયું.

મારા મનમાં એક બીજી ધૂન હતી



નારાયણભાઈ દેસાઈ

કે વક્તાના પરિચયમાં એમના જીવનની અંતરંગ વાતો આવે, એમને વિશે જાણીતો હોય તે નહીં પણ એમનો અંગત પરિચય ઊભરી આવે. આ તો જ શક્ય બને જો કોઈ અંતરંગ વ્યક્તિને આ જવાબદારી સોંપવામાં આવે. આમ નક્કી થયું કે વક્તા ભલે પ્રખ્યાત હોય, એમનો પરિચય એમના અંતરંગ સ્વજન કે મિત્ર દ્વારા જ આપવામાં આવે. આવી અનૌપચારિક ભૂમિકાને લીધે વક્તાને મોકળાશથી વ્યક્ત થવાનો અવકાશ અને અનુકૂળતા રચી અપાયાં. આમ વક્તવ્ય અગાઉ શ્રોતાઓને વક્તાના વ્યક્તિત્વની જાણીતી નહીં પણ અંગત બાજુની ઓળખ મળે. સુજ્ઞ ભાવકોને પણ ખ્યાલ આવે કે વક્તાઓનું પ્રવચન તો મહત્ત્વનું છે જ પણ એમની ઓળખ પણ એક સર્વાંગી અનુભવનો જ અવિભાજ્ય અંશ છે. અમે વક્તાઓની વરણી કરી એટલીજ ગંભીરતાથી અમે વક્તાઓ સાથે મસલત કરીને પરિચયકારોની યાદી કરી. પ્રબોધ પરીખ દાદાજી નારાયણ દેસાઈ માટે, નીતિન મહેતા સાહિત્યકાર સુમન શાહ માટે, સોલિસીટર પરિમલ શ્રોફ નિવૃત્ત સર્વોચ્ચ ન્યાયમૂર્તિ પ્રફુલ્લ ભગવતી માટે, દીપક દોશી લેખિકા હિમાંશી શેલત માટે, ઉત્પલ ભાયાણી કવિ સુરેશ દલાલ માટે. અને મોરારિબાપુ માટે? વરિષ્ઠ તડ ને ફડ પત્રકાર નગીનદાસ સંઘવી તો કાંતાબેન વેગડ એમના જીવનસાથી-પ્રવાસલેખક અમૃતલાલ વેગડ માટે.

પરિચય આપવા કાંતાબેન તૈયાર ન હતાં. એમણે મને કહ્યું, ''માઇકની સામે ઊભા રહેવાનું બન્યું નથી.'' મેં કહ્યું, ''તમે પિયરમાં ભાઈ-બહેન સમક્ષ વાતો કરતાં હશો અને અમને એ રીતે જ વાતો સાંભળવી છે.'' ખૂબ સુંદર રીતે પરિચય પછી કાર્યક્રમને અંતે અમૃતલાલભાઈ કહે હવે અમારા બન્નેને તમે આપેલા કવરને વહેંચી આપો. મેં એમનું નામ લખેલું એ કવર એમને આપ્યું અને અંદરની ધન રાશિ કાંતાબેનને આપી.

આમ, પચ્ચીસ વક્તાઓ અને તેમના પરિચયકર્તાઓની એક અનન્ય અને અદ્‌ભુત યાદી તૈયાર કરી શકાઈ. સાથોસાથ એમને જાળવવાની અઘરી જવાબદારી પણ અમારે શિર આવી. પ્રવચનને અંતે અમે વક્તા સાથે પ્રશ્નોત્તરી પણ રાખેલી જેને લીધે વક્તા-શ્રોતા વચ્ચે એક કડી રચાય. સર્વ મહાનુભવોને પોતપોતાના આગ્રહો હતા, અનુભવો હતા. અનોખો વિષય હોવાને કારણે એમને તૈયારી માટે છ મહિનાનો સમય પણ અપાયો જેથી જે-તે વક્તા વિષયને અનુરૂપ એનું ઉત્તમ આપી શકે. ખરેખર તો આ પ્રવચન દ્વારા એમણે ''વિચારોનું વસિયતનામું'' પ્રસ્તુત કરવાનું હતું.

આરંભિક અવરોધ ઓળંગ્યા પછી અમે જે જે વક્તાઓ સમક્ષ આ પ્રસ્તાવ મૂકતા ગયા તેમણે ઊલટભેર આમાં જોડાવાની તત્પરતા દેખાડી. મોટા ભાગના આ પ્રસ્તાવથી ઉત્તેજના અનુભવી રહ્યા. અમારે પક્ષે અમારે એટલું જ જણાવવાનું હતું કે આપ કલ્પો કે આ છેલ્લવેલ્લું, આખરી પ્રવચન અને અંતિમ તક છે તો એ નિમિત્તે તમારે જે કહેવું હોય તે મોકળા મને કહો. કશાય આવરણ વિના જાતની સન્મુખ થાઓ અને એનું પરિણામ સહુને વહેંચો; એક છેલ્લું પ્રવચન કલ્પીને જીવનમાં સેવેલાં સ્વપ્નો, આકાંક્ષાઓ અને તેમાં મળેલી સફળતા-વિફળતાઓ, સંઘર્ષો આદિનું બયાન કરો. ઉત્સાહભેર પ્રતિસાદ મળતો રહ્યો કારણ આખી જિંદગી એમણે સેંકડો વક્તવ્યો આપ્યાં હતાં પણ પોતાની ભીતરના અંગત ખૂણાને આમ અગાઉ ક્યારેય, કદાચ ન તો પોતાની સમક્ષ કે ન તો અન્યો સમક્ષ ખુલ્લો કર્યો. એમના ઉત્સાહે અમારામાં જોમ રેડ્યું.

આ તો થયું કાગળ પરનું આયોજન પણ જાણીતા અને સહુને સુગમ્ય સભાગૃહ વિના આ પ્રકલ્પનો અમલ શક્ય ન હતો. અમારી પસંદ ભવન્સ કલ્ચરલ સેન્ટરના એસ. પી. જૈન સભાગૃહ હતું. જાલીમ અર્થાત્ કૃપાળુ લલિતભાઈ શાહ સાથે મુલાકાત કરી. દર મહિનાના પ્રથમ રવિવારે અને તે પણ બે બર્ષ સુધી નિયમિતપણે સભાગૃહની ફાળવણી માટે એમણે ભવન્સ કેમ્પસના તત્કાલીન ડીન અને એસ.પી.જે.આઈ.એમ.આર.ના ચેરમેન



મોરારિબાપુ

ડૉ. મનેશ એલ. શ્રીકાંતને મળવા કહ્યું. એમને ટૂંકમાં અલ્પવિરામ કાર્યક્રમની રૂપરેખા સમજાવી. એમણે શાંતિથી સાંભળ્યા પછી આમાં હિંદીભાષી સર્જકોને પણ ઉમેરવાનું સૂચન કર્યું. મેં એમને કહ્યું કે ગુજરાતી મારી ભાષા છે અને પછી એમની આંખોમાં આંખ પરોવી કહ્યું, સળંગ ૨૫ મહિનાના પ્રથમ રવિવાર આપો તો ભવન્સમાં જ કરવાની ઇચ્છા છે પણ બુકિંગ ન આપો તો આવા સુંદર કાર્યની સફળતાના સાક્ષી બનવાનું અમારું સ્નેહભર્યું નિમંત્રણ છે. એ પીગળી ગયા અને પરિણામે અમને હળવાશની લાગણી થઈ. આ આયોજનમાં ભવન્સ, અંધેરી સંકુલે માત્ર સહકાર જ નહીં પણ સહ-આયોજક બનવાની પણ તત્પરતા દર્શાવી. સેન્ટરના કારભારી શ્રી લલિતભાઈ શાહના નિરંતર સહકાર વિના આ સમગ્ર આયોજન શક્ય જ નહોતું.

મારી ઇચ્છા હતી કે દસકાઓથી ઠેકઠેકાણે કથા-પ્રવચન કરતા પૂજ્ય મોરારિબાપુને આ શ્રેણીમાં વક્તા તરીકે નિમંત્રવા. જાહેરમાં આટઆટલાં વરસોથી પ્રજા સમક્ષ પોતાનો અસ્ખલિત વાક્-પ્રવાહ વહેવડાવનાર મોરારિબાપુનો અંગત ખૂણો કેવો હશે, એમનો પોતાનો જીવનમેળ શું હશે તે જાણવામાં કોને આતુરતા ન હોય? એ માટે એમને મળવા મહુવા ત્રણેક વખત જવાનું થયું. બાપુને આ વિષય અનોખો લાગ્યો, એમને ખાસ્સો રસ પડ્યો. પરંતુ મુશ્કેલી બીજી જ હતી. રામકથાના એમના સમયપત્રકમાં લગભગ બે વર્ષ સુધી અલ્પવિરામનો સમાવેશ થાય એમ ન

હતો. જોકે આ સમસ્યામાં જ એક સુંદર ઉકેલ સમાયો હતો. અમને સૌ પ્રથમ વક્તા નારાયણભાઈ 'દાદાજી' મળ્યા અને સમાપન-પ્રવચન મોરારિબાપુ દ્વારા કરવું એવું નક્કી કરવામાં આવ્યું.

પછી તો એક પછી એક લબ્ધપ્રતિષ્ઠિત વક્તાઓ ઊમેરાતા ગયા અને એક અદ્‌ભુત, અ-નોખી શ્રેણીનો બે વર્ષ સુધી અગણિત શ્રોતાઓએ ભરપૂર લાભ લીધો, પ્રેરણા-પોષણ મેળવ્યાં. પછીના વક્તાઓની યાદી પર એક નજર કરતાં જ ધ્યાનમાં આવશે કે કેવો તો અ-પૂર્વ અને અદ્‌ભુત જ્ઞાન-યજ્ઞ આ દરમ્યાન સાકાર થયો. મનુષ્ય હોવાની ગૌરવપતાકા જાણે બે વરસ સુધી ફરકતી રહી.

કેટલાંક રસપ્રદ સ્મરણો તાજાં થાય છે. મોરારિબાપુનું પ્રવચન હતું તેની આગલી સાંજે જ એ કથા પૂરી કરીને મુંબઈ પધારેલા. અમે ત્રણે મિત્રો બધું પાકું કરવા માટે મોડી સાંજે એમને સાંતાક્રુઝ મળવા ગયા તો એમને મળવા માટે ગલભગ ૧૫૦થી ૨૦૦ વ્યક્તિઓ પ્રતીક્ષામાં હતી! બાપુએ અમને વચ્ચે જ બોલાવી લીધા. એમણે પ્રશ્ન કર્યો કે પ્રવચનમાં એમની પાસેથી અમને શું અપેક્ષિત હતું? અમે રૂપરેખા ફરી સમજાવી પણ ચિંતા ઘેરી વળી કે બાપુ આમાંથી ક્યારે મોકળા થશે અને ક્યારે વિચાર કરવાનો અવકાશ મળશે? કારણ બીજે દિવસે સવારે તો નિર્ધારિત કાર્યક્રમ હતો. પણ અમારા સુખદ આશ્ચર્ય વચ્ચે બાપુનું પ્રવચન આ શ્રેણીનાં ઉત્તમોમાંનું એક હતું! એમનું પ્રવચન સાંભળનાર આ મત સાથે સહમત થશે. ઉપરાંત બાપુએ આગ્રહપૂર્વક કહ્યું કે એમના બેસવા માટે કોઈ જ વિશેષ ખુરશીની વ્યવસ્થા ન કરવી અને વક્તાઓ માટે હતી તેવી જ ગોઠવણ કરવી. એમણે બીજી પણ ટકોર કરી કે એમના કોઈ પણ ભક્તજનો માટે બેઠકો અનામત ન રાખવી. આ રીતે આયોજનના ભાગ રૂપે ઘણા વક્તાઓની અંગત બાજુ જોવા મળી.



કવિ સુરેશ દલાલ

એકાદ અપવાદ સિવાય પચીસ મહિના સુધી આ પ્રવચન-શ્રેણી નિયમિત, દર મહિનાના પહેલા રવિવારની સવારે યોજાતી રહી અને એ કારણે શ્રોતાઓ

સાથે એક ઘનિષ્ઠ સંબંધ બંધાઈ શક્યો, તેમની રુચિ ઘડાઈ, તેમને દર મહિને નિયમિત હાજર રહેવાની ટેવ પડી, ઉત્કંઠા રહી. આ આયામ બહુજન સુધી પહોંચે એ માટે એમાંનાં કેટલાંક પ્રવચનો પ્રતિષ્ઠિત સામયિક 'નવનીત-સમર્પણ'માં પ્રગટ પણ થયાં. હવે આ બધાં જ પ્રવચનો ભવન્સ કલ્ચરલ સેન્ટરની યુ-ટ્યુબ ચેનલ ઉપર મુકાયાં છે અને લગભગ અઢી લાખ જેટલા શ્રોતાએ માણ્યો છે. લગભગ દરેક પ્રવચનમાં સભાગૃહ છલકાવી દેનાર શ્રોતાઓ તો કેમ કરીને વીસરાય? એમના સક્રિય સહકારને પણ સલામ!

ભારે સફળ પુરવાર થયેલો આ સમગ્ર આયામ બહુજન સુધી પહોંચે, સમાજને અને ભાવિ પેઢીને માટે પથદર્શક અને પ્રેરણાદાયી બની રહે અને કાયમના આભરણ તરીકે સચવાય એ હેતુએ દરેક પ્રવચન વીડિયો સીડીના સેટ રૂપે પણ ઉપલબ્ધ કરવામાં આવ્યું. અરુણોદય પ્રકાશનના ચંદ્રમૌલિ શાહે શબ્દશઃ રજૂ કરવા દરેક વક્તવ્યને એકાધિક વાર સાંભળી લખાણ તૈયાર કરાવી, તમામ પ્રવચનો સહૃદય ભાવક માટે એક પુસ્તક રૂપે આદરણીય


ન્યાયમૂર્તિ પ્રફુલ્લ ભગવતી

મોરારિબાપુના વરદ્ હસ્તે પ્રગટ કર્યાં.

ભાવકને આમાંથી ઉત્કૃષ્ટ વાંચન તેમ જ એની પોતાની અંગત યાત્રા સાથે જરા સરખો પણ તાળો મળી શકે તો અત્યારના કપરા સમયમાં કરવામાં આવેલા આ તમામ પ્રયત્નો લેખે જ નહીં લાગે પરંતુ સહુ માટે ભીતર એક તૃપ્તિનો અનુભવ કરાવનાર બની રહેશે. સહૃદય ભાવકો ફરી વાર આ ૨૫ સમૃદ્ધ પ્રવચનો સાથે ઉત્સાહભેર જોડાય એ જ આ લેખનો આશય છે.

Join Us by Clicking on the given Link.
https://www.youtube.com/channel/UCmqPMeG1YDGeGrBA3hOJJFA

**તા.ક.** અહીં મુંબઈમાં ટ્રેન-વ્યવહાર હજી પૂર્વવત્ ન થઈ શક્યો હોઈ કાર્યાલયમાં હાજરી પૂરતી નથી થઈ શકી.
એને લીધે ખાસા લાંબા સમયથી લેખકોને પુરસ્કાર પાઠવવાનું પણ શક્ય બન્યું નથી. લેખકોને વિનંતી કે આપના બેંકખાતાની પૂરી વિગત મોકલશો અથવા ચેકનો ફોટો પાડી મોકલશો જેથી મુલતવી રહેલો પુરસ્કાર એકસાથે બેંકમાં જમા કરાવી શકાય.



# સંધ્યા ટાણું

□ મોના જોષી

**જ**શોદાબા લાકડીના ટેકે ટેકે મંદિરનાં પગથિયાં ઊતર્યાં. મંદિરમાં ભજનની રમઝટ ચાલતી હતી. જશોદાબા અવાજ ઓછો સંભળાય એમ દૂરના બાંકડે જઈને બેઠાં. ફૂલી ગયેલા શ્વાસને થોડો હેઠે બેસવા દીધો. પછી પૂજાપાની નાની થેલીમાંથી મોબાઇલ કાઢ્યો અને ઝીણી આંખે નંબર શોધી અને ફોન લગાડ્યો.

થોડીવાર રિંગ વાગી, પછી સામે છેડેથી અવાજ આવ્યો, "બોલ જશુ!"

જશોદાબાએ રાહતનો શ્વાસ લીધો અને સાડીનો છેડો મોઢા ઉપર દાબીને ડૂસકું રોકવાનો પ્રયાસ કર્યો. સામે છેડેથી ફરી અવાજ આવ્યો, "જશુ! કેમ ચૂપ છે? કંઈ થયું?"

જશોદાબા રુદન રોકતાં બોલ્યાં, "હવે તો કંઈ થાય એની રાહ જોઉં છું. ભગવાન લઈ લે તો બસ."

સામે છેડેથી અવાજ આવ્યો, "કેમ આમ બોલે છે? આજે ફરી કંઈ થયું? કોણ બોલ્યું? હરિપ્રસાદે કંઈ કીધું?"

જશોદાબા નિઃસાસો નાખતાં બોલ્યાં, "છેલ્લાં ૫૬ વર્ષથી એ કહી રહ્યા છે અને હું સાંભળી રહી છું. એ તો હવે કોઠે પડી ગયું."

"તો આજે કેમ આમ ઢીલી છે?"

"આજે દીકરા અને વહુએ મને 'છીનાળ' કીધી, પ્રભુદાસ." અને જશોદાબા રડી પડ્યાં.

સામે છેડે થોડીવાર મૌન છવાઈ ગયું. પછી પ્રભુદાસનો અવાજ આવ્યો, "તો તારી તપશ્ચર્યાનું ફળ આજે તને મળ્યું, એમને!"

જશોદાબા ફરિયાદના સ્વરમાં બોલ્યાં, "પ્રભુદાસ તમે પણ શું? પડ્યાં ઉપર પાટું મારો છો."

પ્રભુદાસ બોલ્યા, "તો શું કરું? જ્યારે હરિપ્રસાદે તારી ઉપર પહેલી વાર હાથ ઉપાડ્યો હતો ત્યારે જ મેં તને કીધું હતું કે 'તું આવી જા. તારું અને તારા દીકરાનું પ્રેમથી જતન કરીશ. હું વચન આપું છું.' પણ ત્યારે તેં મારી વાત નહોતી માની. તને તારા દીકરાની અને આ સ્વાર્થી સમાજની પડી હતી."

જશોદાબા વાત કાપતાં બોલ્યાં, "એ ઉંમર કાચી હતી પ્રભુદાસ, દીકરો નાનો હતો. એમ ઘર છોડીને નીકળી જાઉં તો સમાજ શું વાતો કરે? એ દીકરો મોટો થઈને મારા માટે કેવું વિચારે?"

પ્રભુદાસ દુઃખી અવાજે બોલ્યા, "તો અત્યારે તારો દીકરો તારા માટે કેવું વિચારે છે? જે દીકરો બાપના સુખથી વંચિત ના થાય, સમાજ એને ટોણા ના મારે, એ માથું ઊંચકીને જીવી શકે, એ માટે એના રાક્ષસ જેવા બાપ સાથે આખી જિંદગી કાઢી. એ જ દીકરાએ તારી કિંમત કોડીની કરી નાખીને!"

જશોદાબાની આંખમાં ફરી આંસુ ધસી આવ્યાં. "એ જ વાતનું દુઃખ છે. મારા શોખ અને સપનાંને કોરાણે મૂકીને મેં મારી ફરજ નિભાવી છે. પ્રશંસાના એક શબ્દને બદલે આજે મારી ઉપર આળ મૂકવામાં આવ્યું... મેં શું છિનાળું કર્યું છે, પ્રભુદાસ? હું ક્યાં કાચી રહી?"

અને જશોદાબા ફરીથી હીબકે ચડ્યાં. પ્રભુદાસ દુઃખી અવાજે બોલ્યા, "મેં તને ના પાડી હતી જશુ. મને ટિફિન આપવા ના આવ. પણ તું માની નહીં. આ એનું જ પરિણામ છે."

જશોદાબા બોલ્યાં, "પણ તમે બીમાર હતા પ્રભુદાસ. તમારી સેવા કરવાવાળું કોઈ નહોતું એટલે."

પ્રભુદાસ બોલ્યાં, "એ તારી ફરજ નહોતી જશુ."

જશોદાબા બોલ્યાં, "હા, પણ તમારી કાળજી લેવા હું..."

પ્રભુદાસ વાત કાપતાં બોલ્યા, "કાળજી પ્રેમમાંથી ઉદ્ભવે છે જશુ. તું આ વાતને નકારી ન શકે. તારી કાળજીએ આપણા આટલાં વર્ષોના છૂપા

પ્રેમને લોકોની નજરે ચઢાવી દીધો."

જશોદાબા ધીમા અવાજે બોલ્યાં, "પણ આપણો પ્રેમ તો પવિત્ર હતો."

"એ તું અને હું જાણીએ છીએ. સમાજ તો એને ખરાબ નજરથી જ જોવાનો, જશુ." પ્રભુદાસ બોલ્યા. બે ઘડી બંને બાજુ શાંતિ છવાઈ ગઈ.

પછી પ્રભુદાસ બોલ્યા, "હવે આ રોજનું થશે. આજે તને બંધબારણે છિનાળ કહેનાર થોડા વખત પછી છડેચોક તને છિનાળ કહેતાં નહીં અટકે. જેની ઇજ્જત સાચવવા માટે તેં આટલાં વર્ષો સુધી બધું ચૂપચાપ સહન કર્યું, એ તને સમાજમાં બેઇજ્જત કરતાં નહીં શરમાય."

જશોદાબા બોલ્યાં, "તો એનો ઉપાય શું?"

પ્રભુદાસ બોલ્યા, "ઉપાય તો એ જ, જે મેં વર્ષો પહેલાં સૂચવ્યો હતો. બધું છોડીને ચાલી આવ."

જશોદાબા આઘાતભર્યા સ્વરે બોલ્યાં, "પ્રભુદાસ! મને ૭૬ થયાં. હવે તો આવું વિચારવું પણ પાપ છે."

સામે છેડેથી તુચ્છકારભર્યું હાસ્ય સંભળાયું, "જશુ હજી તેં પાપ-પુણ્યનાં ત્રાજવાં છોડ્યાં નથી, એમને! આટલી ભક્તિ, આટલાં ભજનો, આટલી કથા-વાર્તાઓ સાંભળી તોય તું સમાજના ગમા-અણગમાને જ પાપ-પુણ્ય ગણે છે? તમે કોઈને નુકસાન પહોંચાડો, કોઈનો જીવ દુભવો એને પાપ કર્યું કહેવાય."

જશોદાબા બોલ્યાં, "તો, મેં તો ક્યારેય કોઈનો જીવ દુભાવ્યો નથી. તો પછી મારી સાથે કેમ આવું થાય છે?"

પ્રભુદાસ બોલ્યા, "તેં જીવ દુભાવ્યો છે જશુ. તારો પોતાનો જીવ તે જિંદગી આખી દુભાવ્યો છે. દરેક જીવમાં નારાયણ વસે છે. એ તો કથાવાર્તામાં સાંભળતી જ હોઈશ! તારા જીવને દુભાવવાનું બંધ કર. એને ખુશી મળે એવું કંઈક કર."

જશોદાબા નિ:સાસો નાખતાં બોલ્યાં, "તમારી વાત સાચી છે પ્રભુદાસ. પણ એનો કોઈ ઉપાય નથી."

પ્રભુદાસ બોલ્યા, "ઉપાય તો તને મેં હમણાં જ બતાવ્યો."

જશોદાબા આછું મલક્યાં અને બોલ્યાં, "એ ઉંમર વીતી ગઈ પ્રભુદાસ. એ વખતે બધું છોડીને ચાલી આવી હોત તો, આ દિવસ જોવાનો વારો ન આવ્યો હોત. હવે એ શક્ય નથી. હવે હું તમારા કોઈ કામની નથી. આપણી ઉંમર તો જુવો પ્રભુદાસ."

પ્રભુદાસ લાગણીભર્યા અવાજે બોલ્યા, "આ જ ખરી ઉંમર છે જશુ. જ્યારે જીવને 'કામ'ની નહીં, પ્રેમની જરૂર હોય છે. અને સાચો પ્રેમ સહવાસ ઇચ્છે છે. શરીર નહીં"

જશોદાબા ઉદાસ સ્વરે બોલ્યાં, "હવે સહવાસ માટે કેટલી ઉંમર બાકી છે! ક્યારે કોણ ખરી પડશે, ક્યાં નક્કી છે!"

પ્રભુદાસ બોલ્યા, "એટલે તો સાથે

જીવી લેવાનું જશુ. જો તું પહેલાં જઈશ તો મારી પાસે એટલું સંભારણું હશે જ કે જેને યાદ કરીને બાકીના દિવસો આનંદથી પસાર કરી શકું. અને જો હું પહેલો જઈશ તો મારું તને વચન છે કે તારી બાકીની જિંદગી તું ગર્વભેર એકલી રહી શકે એટલી સગવડ કરીને જઈશ."

થોડી વાર બંને છેડે શાંતિ છવાયેલી રહી. પછી પ્રભુદાસ બોલ્યા, "શું વિચારે છે જશુ? આવી જા. જિંદગી તો જેવી વીતી એવી, પણ અંત તો સુધરશે."

જશોદાબા વિચારમાં ડૂબેલા અવાજે બોલ્યાં, "સાંભળવામાં તો આ ઘણું સારું લાગે છે. પણ હવે તો સામાન્ય પગલું ભરવા જેટલી તાકાત નથી, તો આ તો બહુ મોટું પગલું છે. કેવી રીતે ભરવું?"

પ્રભુદાસનો અવાજ આવ્યો, "તને કોની બીક છે, જશુ? સમાજની? સમાજ ક્યારેય કોઈનો નથી થવાનો. કૃષ્ણ અને રાધાને પણ જીવતેજીવ તો સમાજે બદનામ જ કર્યાં હતાં. પૂજા તો મર્યા પછી જ થઈ છે. સમાજ તો બે દિવસ બોલશે. પછી કોઈ નવી વાત હાથમાં આવશે એટલે ભૂલી જશે. ત્યાં રહીશ તો તારો પરિવાર તને જિંદગી આખી ફોલી ખાશે. તું ક્યારેય રાહતનો શ્વાસ નહીં લઈ શકે."

ફરી બંને છેડે મૌન છવાયું. મંદિરમાં ભજન પૂરાં થયાં. સંધ્યા આરતીનો ઘંટારવ થયો.

પ્રભુદાસ બોલ્યા, "જશુ, સંધ્યા ટાણું થયું. જો પક્ષીઓ પણ પોતાના માળામાં પાછાં ફરી રહ્યાં છે. તું પણ ઘરે આવી જા."

જશોદાબાએ આંખમાં આંસુ સાથે ફોન કટ કર્યો. ક્યાંય સુધી એ આંખો બંધ કરી બાંકડા પર બેસી રહ્યાં.

"જશોદાબા, પ્રસાદ." કોમળ અવાજે જશોદાબાને સભાન કર્યાં. નાની છોકરી ચિંતાતુર ચહેરે જશોદાબાને તાકી રહી હતી.

"કશું થાય છે બા? હરિદાદાને બોલાવી લઉં?"

એણે પૂછ્યું.

જશોદાબા બે ઘડી એને સ્નેહભરી નજરે તાકી રહ્યાં. પછી ગળામાંથી મંગળસૂત્ર કાઢી પેલી નાની થેલીમાં મૂક્યું અને થેલી પેલી દીકરીને આપતાં બોલ્યાં, "મારું આટલું કામ કરીશ બેટા? આ થેલી હરિદાદાને આપી દેજે."

દીકરીએ હકારમાં ડોકું હલાવી અને થેલી હાથમાં લેતાં બોલી, "દાદાને શું કહું?"

જશોદાબા બોલ્યાં, "કંઈ કહેવાની જરૂર નથી બેટા. એ બધું સમજી જશે."

અને જશોદાબા બાંકડેથી ઊભાં થયાં. પ્રસાદ લઈ એમણે ઉગમણી દિશા તરફ પગલાં ભર્યાં.

બાજુના વૃક્ષ પર પંખીનું જોડું માળામાં બેસી કલરવ કરી રહ્યું હતું.





# જ્ઞાનને સર્વોત્તમ કહેવું હવે ભૂલ ભરેલું ગણાશે

☐ ડૉ. નાનક ભટ્ટ

**બા**ઈબલમાં ભાર દઈને કહેવાયું છે, પરમ પિતાનાં ગુણગાન ગાનાર જીભ કરતાં તેનું કામ કરનાર હાથ પવિત્ર છે. આ વાત સ્વરાજની લડત સમયે ગાંધીજીએ આચરણમાં મૂકી ને સૌને સક્રિય કર્યા. પરંતુ તે પછી જ્ઞાન પરંપરામાં બૌદ્ધિક ચર્ચાઓ પ્રચલિત બનતાં વૈચારિકતા વધી, સૈદ્ધાંતિક ભૂમિકાઓ તૈયાર થવા લાગી. કાર્યની સફળતા-નિષ્ફળતાના માપદંડો નક્કી થયા. પણ દરિયામાં ઝંપલાવી સામે વહેણે કિનારે પહોંચવાની વાત ક્યાંયે આવી નહીં.

પરિણામે આઝાદી પછીનાં ૭૫ વર્ષ દરમિયાન વ્યસનમુક્તિ, નિરક્ષરતા નિવારણ, પર્યાવરણ જાળવણી, બાળમજૂરી નાબૂદી, મહિલા શોષણ, ખાદીવસ્ત્ર, વિકેન્દ્રિત રોજગાર, વસ્તીવૃદ્ધિ, બિનસાંપ્રદાયિકતા, આતંકવાદ જેવા વિષયો ઉપર ગહન ચર્ચાઓ થઈ, પણ જમીન ઉપરનું પરિણામ પાંખું રહ્યું અને પ્રશ્નો વધુ વિકરાળ બનતા ગયા છે. જ્યારે બીજી તરફ રાજકરણના સહારે પક્ષીય પ્રવૃત્તિઓ, લાભો અને લાંચરુશ્વતની થતી કામગીરીમાં વિચારણાઓ કરતાં

ઠોસ પ્રગતિ વધુ જોવા મળે છે, કારણ વિચારણા કરતાં પ્રયત્નનાં ક્ષેત્રમાં પડેલા લોકોની રોજીરોટી પ્રશ્નના ઉકેલમાંથી મળે છે અને તેમની જીત બીજી લડતની ભૂમિકા બને છે.

આઝાદી પછીનાં ૭૫ વર્ષમાં કેટલાય નવા પ્રશ્નો ઊભા થયા છે, તેમાંના કેટલાક પ્રશ્નોનાં સ્વરૂપ, ઘડતર અને નિરાકરણ સંબંધે વિચારભેદ હોઈ શકે. પરંતુ ગુજરાત રાજ્યને લાગે વળગે છે ત્યાં સુધી કેટલાક પ્રશ્નો એવા છે જે સંબંધે ક્યાંય બીજો મત નથી. જેમ કે બાળમજૂરી નાબૂદી, પર્યાવરણની સુરક્ષા, સ્ત્રીશોષણ નાબૂદી, વ્યસનમૂક્તિ, ગ્રામોદ્યોગ પ્રોત્સાહન, જલસંરક્ષણ ઇત્યાદી. સામાજિક પ્રશ્નોનાં નિરાકરણ સંબંધે ઇતિહાસથી પરિચિત જે વ્યક્તિ માહિતીસભર હોય, અનેક સંદર્ભોથી પરિચિત હોય છે તો તેના વાંચનને, યાદશક્તિને અને હાજર જવાબીપણાને સમાજ રેડી રેકનર્સ તરીકે આવકારતો હોય છે. પણ, હવે ગૂગલ ગુરુપદે સ્થપાતાં અને આર્ટિફિશિયલ ઇન્ટલિજન્સ નિર્ણાયક પ્રક્રિયામાં પ્રમાણભૂત માનવામાં આવે છે ત્યારે માણસે જ્ઞાની રહેવાના બદલે કોમ્પ્યુટરની મર્યાદા ઓળંગી કર્મી બનવાની અનિવાર્યતા ઊભરી આવે છે. અને તેથી જ તો સામાજિક વિકાસને અડચણરૂપ બનતાં જે પ્રશ્નોમાં બીજો મત નથી. ત્યાં પ્રચલિત જ્ઞાનને આગળ કરવાના બદલે નાગરિકોએ ઉપાય તરફ એક ડગલું આગળ વધવા સંકલ્પ કરી પોતાની જાતને જ્ઞાન નહીં પણ કર્મના માર્ગે કાર્યાન્વિત કરવાની છે.

ઉદાહરણરૂપે વૃક્ષો કપાતાં બંધ થાય તે અંગે વિચારણા કરતા રહેવાને બદલે હવે સામાજિક ચેતના જગાડી પ્રથમ યુવકોને અને તે પછી મૃત્યુથી નજીકના વર્ષો તરફ ગતિ કરી ચૂકેલા હિંદુ પરંપરા સાથે જોડાયેલા નાગરિકોને સંકલ્પબદ્ધ કરીએ અને પ્રતિજ્ઞા કરીએ કે હું પોતે જ્યારે મૃત્યુ પામું ત્યારે પાછળ ૧૬૦થી ૨૦૦ કિલો લાકડું બાળવામાં આવે નહીં. પરંતુ મને જમીનમાં દાટી તેના પર એક વૃક્ષ વાવવામાં આવે. આ પ્રકારે એક સંકલ્પથી માત્ર ગુજરાતમાં રોજ ૧૫૦ ટન લાકડું બળતું અટકશે. ગુજરાત રાજ્યનાં ઊર્જા વિભાગની આધારભૂત માહિતી અનુસાર એક માણસને બાળવા માટે વપરાતાં ૪ ઈંચ થી ૮ ઈંચની જાડાઈનાં ૧૫૦ કિલો લાકડાં એટલે ૧૩ વર્ષ જૂનાં વૃક્ષનો નાશ અને હવામાં કાર્બનડાયોક્સાઈડ ભળે તે જુદું. પર્યાવરણ સંરક્ષણની વાતો કરવા કરતાં હવે નાગરિકો સંકલ્પબદ્ધ થાય તેની આવશ્યકતા છે.

કાર્યાન્વિત થવા સંબંધે આપણી સંકલ્પબદ્ધતાની રાહ જોતો બીજો પ્રશ્ન છે સ્ત્રીઓની શોષણમુક્તિનો. આ વિષયે વારંવાર વિચારણા થાય છે. પણ જે સ્ત્રીઓ શિક્ષિત છે, આર્થિક રીતે પગભર છે, તે બહેનો એવો સંકલ્પ કરે કે, હું

પરણીને પુરુષના ઘરે જઈશ નહીં, પરંતુ પુરુષ મિત્રને પતિ સ્વરૂપે મારા ઘરે લાવીશ. આમ થતાં પુરુષપ્રધાન સમાજ વ્યવસ્થા તૂટશે, પારંપારિક મૂલ્યવ્યવસ્થા બદલાશે અને સ્ત્રીઓ પોતાનું સન્માન અને સ્વાતંત્ર્ય જાળવી વિકાસની નવી કેડી કંડારી શકશે. આ માટે સ્ત્રીઓની તરફદારી કરતી સંસ્થાઓએ પહેલ કરી યુવતીઓને અને તેમના વાલીઓને પરિવર્તન માટે સંકલ્પબદ્ધ કરવાનો સમય આવી પહોંચ્યો છે. આમ થતાં સમયાંતરે દ્રવિડ સમુદાયમાં પ્રચલિત હતી તેવી સ્ત્રીપ્રધાન કુટુંબવ્યવસ્થાનું પુનઃસ્થાપન થશે અને કુટુંબજીવનનો એક વધુ પર્યાય વિકાસ પામશે.

બાળમજૂરી સદંતર રીતે નાબૂદ થાય તો સહુ કોઈ રાજી થશે. કિશોર અવસ્થા સુધી બાળક શિક્ષણની પ્રક્રિયા સાથે જોડાયેલ રહે તો સરવાળે દેશને એક સારો નાગરિક મળે છે એ વાતમાં કોઈ શંકા નથી પરંતુ એ પણ સત્ય છે કે ગરીબીવશાત્ બાળક ભણતરનો ખર્ચ વેઠી શકતું નથી અથવા ગરીબ વિધવા કે ત્યજી દેવાયેલ માતાને બે પૈસા રળી દેવા બાળક મજૂરીના હવાલે થાય છે અને સામાજિક રીતે તરછોડાય છે. આ પરિસ્થિતિની વિષમ ચર્ચાઓ કરી અંતે ચૂંટાયેલ સરકારની જવાબદારી છે તેમ કહી ભાગેડુ બની જવા કરતાં, નાગરિકો સંકલ્પ કરી પોતાની આસપાસ રહેતા કોઈ પણ એક બાળકને દત્તક લઈ ગરીબ વિદ્યાર્થીનો ભણવાનો અને વરસે ૪ જોડી કપડાં ખરીદી આપવાનો ખર્ચ ઉપાડી લે તો પ્રશ્નોનું સ્વરૂપ હળવું બની જશે. આ પ્રકારની સંકલ્પબદ્ધતાથી માત્ર ગુજરાતમાં જ ૩.૫ લાખથી વધુ બાળશ્રમિકો પૈકી ૧૦ ટકાનો પ્રશ્ન હલ થાય તો પણ ઘણો મોટો બોજ ઊતરશે.

વ્યસનમુક્તિની ચર્ચાઓમાં રસ ધરાવનારાઓ કદાચ જાણતા જ હશે કે માત્ર ગુજરાતમાં જ તમાકુ અને તેની ખાવા-પીવા, સૂંઘવાની વિવિધ પદ્ધતિઓનાં ૧૪ લાખથી વધુ પેકેટો રોજરોજ બજારમાં વેંચી વેપારીઓ રોકડી કરી લે છે. મીડલઈસ્ટમાં ડ્રગ્ઝનું ઉત્પાદન કરતાં જૂથો દરિયામાર્ગે સૌરાષ્ટ્રનાં દરિયાકિનારે જે માલ ઉતારે છે તે ડુંગળીનાં ટ્રકમાં, કલકત્તા, દિલ્હી અને હિમાચલમાં પહોંચી રહ્યો છે. હવે આ વિષયે તો વ્યસનથી દૂર રહેવા માટે નવી પેઢીને તૈયાર કરવામાં જ્ઞાનની શી આવશ્યકતા છે?

આ પ્રકારે જળસંરક્ષણની વાતે પણ સંકલ્પબદ્ધતા અનિવાર્ય છે. ગામેગામ, ઘરેઘર સંકલ્પ કરે કે અમો કોઈ પણ પ્રકારની સરકારી કે ખાનગી મદદની અપેક્ષા વિના ઘરના ફળિયામાં ખાડો ખોદાવી તેમાં ઈંટ-રોડાં કે પથ્થર ધરબીને છાપરાં-ધાબાં કે છતનું પાણી જમીનમાં ઉતારીશું. પાણી એ જીવનનો જ ભાગ છે. આથી તેને જીવન જરૂરિયાત કહી ઊતરતો દરજ્જો આપી શકાય તેમ નથી, ત્યારે હવે પાણીસંચયનાં સૂત્રો,

યાત્રાઓ અને પરિસંવાદ યોજવાના બદલે સંકલ્પની અમલવારી માટે કામ કરવું ઘટે, નહીં કે જ્ઞાન સંવાદ. ટી.વી. કે રેડિયોના સ્ટુડિયોમાં બેસી યુદ્ધની તાત્ત્વિક ચર્ચા કરનારાઓને યુદ્ધ લડી જીત હાંસલ કરવામાં ભાગ્યે જ રસ હોય છે તે વાત જેમણે લાભાન્વિત થવાનું છે તે સમુદાયે આંખ-કાન ખુલ્લાં રાખી સ્વીકારવી પડશે.

આપ મૂઆ વિના સ્વર્ગે કે પછી નર્કમાં પણ જવાતું નથી તે જાણવા છતાં આજકાલ માત્ર બૌદ્ધિક ચર્ચાઓ અને ચર્ચાઓના અહેવાલોને આધારે સામૂહિક પ્રભાવ કે પછી ખોટી આશાઓ પ્રસારવામાં માનનારા પંડિતોની જમાત વધી રહી છે, ત્યારે જે કર્મશીલો ઘસાઈને ઊજળા થવામાં માને છે, તેમણે મૂઠી ઊંચેરા થઈ બહાર આવવાની જરૂર છે. માંહી પડે તે મહા પદ પામે. તેવું જાણવા છતાં એક બૌદ્ધ સાધુ બૌદ્ધ ધર્મગ્રંથ છપાવવા માટે લોકફાળો કરવા બજારમાં નીકળે છે. સાધુ પ્રભાવશાળી હતો. આથી છપામણી જોગ પૈસા તો આવ્યા, પણ દરમિયાન ચોમાસું નિષ્ફળ જતાં, તે પછી અતિવૃષ્ટિ આવી જતાં ધર્મગ્રંથ છાપવા માટેનાં નાણાં લોકકલ્યાણમાં વપરાઈ ગયાં. નગરજનોને હવે સાધુના ઈરાદામાં ઝાઝો વિશ્વાસ રહ્યો નહોતો. પરંતુ સાધુની શ્રદ્ધા ખૂટી ન હતી. આથી ફરી પોતાની નિષ્ઠાને સત્યની એરણે ચડાવીને નાણાં એકત્ર કર્યાં ને ભગવાન બુદ્ધની કૃપાથી ધમ્મપદ છપાવ્યું. તે પછી પ્રકાશિત ગ્રંથ હાથમાં લઈને સાધુ પોતાના મઠ તરફ આવી રહ્યો હતો ત્યારે તેના ગુરુભાઈએ કહ્યું, તમારું પ્રકાશન કેવું રહ્યું? સાધુએ વિનમ્રતાથી જવાબ આપ્યો, 'પ્રથમ બે આવૃત્તિ જેટલું સુંદર નહીં.' ડો. અબ્દુલ કલામ પોતાની જીવનીમાં લખે છે તેમ ‘સુંદર હાથ એ છે જે સમગ્ર દિવસ દરમિયાન હિંમત માગે તેવું સાચું અને ઉત્સાહી કામ કરે છે.

'કામ અધિક, બાતેં કમ' તેવું સૂત્ર આપણા દેશ માટે નવું નથી. મહાત્મા ગાંધીએ પણ, મારું જીવન એ જ મારો સંદેશ. આવી વાત કહીને સૌને કામઢા બનવાની વાત કરી છે. સમગ્ર વિશ્વ આજે વર્ચ્યુઅલ વર્ડના ઈશારે ચાલી રહ્યું છે ત્યારે ૮૦૦૦ વર્ષ જૂની વ્યક્તિના જ્ઞાન સર્વોપરિતાનો ખ્યાલ મલ્ટીનેશનલે પણ છોડી દીધો છે અને બજાર ફરી નિષ્ઠાવાન, કર્મઠ અને પ્રામાણિક માણસને પસંદ કરતી થઈ છે. ત્યારે ચર્ચાઓ ને વિચારણાઓ સુધી પોતાની જાતને સીમિત કે કંઈક અંશે સલમત રાખવા માગતા નાગરિકોએ સમજવું જોઈએ કે સવાલોનો ઉકેલ બૌદ્ધિક વિચારણાઓ કરતાં ભાવાત્મક સંકલ્પબદ્ધતાથી આવશે અને આપણાં પ્રશ્નોના ઉકેલ માટે આપણે જ પ્રતિજ્ઞા લેવી પડશે. આપણે પોતે એક ઈંટ બનીશું તો એક દિવસ ઇમારત આકાર લેશે, જે નિર્વિવાદ છે.

**નોંધ:** લેખકના વિચારો સાથે અન્ય પર્યાયોને અવકાશ છે જ. ❑❑❑

**[પૃ. ૪૮થી ચાલુ]**
અમારું વ્યાવસાયિક સંગીત તરફનું વલણ જ નહોતું. એનો એવો અર્થ પણ ન કરી શકાય કે અમને વ્યવસાય તરીકે અપનાવવાની જરૂર નહોતી. એ સંગીતને એક સાધના તરીકે ગણતા. સંગીત અમારાં બંને માટે સાધન નહોતું, સાધ્ય હતું. પ્રોફેશન નહોતું પણ એક મિશન હતું. એટલે જ સંગીતે અમને આર્થિક સધ્ધરતા કરતાં વધુ આંતરિક સભરતા આપી એમ કહું તો ચાલે.

*પ્ર. : આપણું સંગીત અથવા કોઈપણ કળા અધ્યાત્મ તરફ લઈ જનારી હોય છે. તમારા અધ્યાત્મદર્શન વિષે જાણવાની ઇચ્છા થાય.*

ઉ.: હું સાચું કહું તો મારી જાતને બહુ આધ્યાત્મિક ગણતી નથી. પણ રાસભાઈ પાસેથી, એમના સંગથી મને જે કંઈ સમજાયું તે એ કે સંગીત એક એવું તત્ત્વ છે કે એ આપણને આપણા અંત:સ્તત્ત્વના શુદ્ધિકરણ તરફ લઈ જાય. અને દરેક કલાકાર એ તરફનો પ્રમાણિક પ્રયત્ન કરે અને સંગીતને એ રીતે જ જુએ અને લે તો એનો ઉદ્ધાર થઈ જાય એ વાત નિ:શંક છે.

*પ્ર.: હવે વાત કરીએ આજના સાંગીતિક માહોલ વિષે. ટેક્નોલોજીએ આજે સંગીતની રજૂઆતમાં, રેકોર્ડિંગની પદ્ધતિમાં ખૂબ ફેરફારો કર્યા છે. આપે 'નજર્યુંના કાંટાની ભૂલ'ના રેકોર્ડિંગની વાત શરૂઆતમાં કરી. એ રેકોર્ડિંગ અને આજે જે રેકોર્ડિંગ થાય છે એમાં આસમાન-જમીનનો ફેર આપ જોતાં હશો. આપ આ પરિવર્તનને કઈ રીતે જુઓ છો? આપણા સંગીત પર અને સંગીતકારોની સજ્જતા પર આ પરિવર્તનની શું અસરો થઈ છે?*

ઉ.: આ ફેરફારો આવકાર્ય તો છે જ, પણ ક્યારેક એવું લાગે છે કે પરિણામ ભલે ઉત્તમ આવતું હોય છતાં ક્યાંક કંઈક ખૂટે છે. એક દાખલો આપું તો ૧૯૭૫માં અમારી સંસ્કૃત સ્તોત્રોની બે કેસેટ 'બિલિપત્ર' અને 'ત્રિમુદ્રા'નું રેકોર્ડિંગ મુંબઈમાં થયેલું. એ વખતે ગાયકો અને વાદકો એક જ સ્ટુડિયોમાં સાથે બેઠા હોય એ રીતે રેકોર્ડિંગ થતું. એ વખતે ટ્રેક રેકોર્ડિંગની વ્યવસ્થા નહોતી. થોડી પણ કોઈની ભૂલ થાય તો આખું ગીત ફરીથી રેકોર્ડ કરવું પડે. એટલે સમય વધારે લાગતો અને ખર્ચ પણ વધી જતો. પણ એ વખતે જે માહોલ સર્જાતો એને કારણે ગાયકોનો ગાવાનો મૂડ બનતો, અને ગીતનું હાર્દ સચવાતું. જ્યારે હવે આ નવી ટેક્નોલોજીમાં ટ્રેક રેકોર્ડિંગને કારણે દરેક કલાકાર પોતાની અનુકૂળતાએ જઈને વગાડી લે અને પાછળથી બધું મિક્સિંગ થઈ શકે. એમાં સમય બચે અને ખર્ચ પણ કદાચ ઓછો થાય. પણ મેં આગળ કહ્યું એમ જ્યારે એ સાંભળીએ ત્યારે કંઈક ખૂટતું હોય એવું લાગે.

*પ્ર. : તેવી જ રીતે આજના યુવાન ગાયકોને આપણાં માધ્યમો પર જે રીતે*



રાસબિહારીભાઈ અને વિભાબેન

*પ્લેટફૉર્મ મળે છે એવું આપ જ્યારે યુવા ગાયિકા હતાં ત્યારે શક્ય નહોતું. આજનું આ વાતાવરણ યુવા ગાયકો-ગાયિકાઓના વિકાસ માટે કેટલી હદે ઉપકારક છે?*

ઉ.: ભારતમાં ખૂબ પ્રતિભા છે, અને આજનાં માધ્યમો દ્વારા એ આગળ પણ આવે છે. પણ પછી આગળ શું? એમાંનાં કેટલાં બાળકો અથવા યુવાઓ સંગીતની સાચી સેવા કરે છે? આજનાં માધ્યમો 'પર્ફૉર્મન્સ'ને વધારે મહત્ત્વ આપતાં હોય છે. ગાવા ઉપરાંત પર્ફૉર્મ કેવી રીતે કરવું એનું મહત્ત્વ વધી ગયું છે, એટલે ઝાકઝમાળથી અંજાઈને યુવાઓ એ તરફ આકર્ષાય છે. પણ એ પછી શું એ હજુ પ્રશ્ન જ રહ્યો છે.

*પ્ર. : બીજો પ્રશ્ન છે ગુજરાતીમાં રચાતાં કાવ્યોની સંગીતમય પ્રસ્તુતિનો. ગુજરાતી સંગીતના નામ વિષે મતાંતર છે. 'સુગમ સંગીત' નામ પહેલાં સ્વીકૃતિ પામ્યું, પછી 'કાવ્યસંગીત' કહેવાયું અને હવે કેટલાક એને 'સંગીતકાવ્ય' કહે છે. આપ આ વિષે શું માનો છો?*

ઉ.: મારું માનવું છે કે 'કાવ્યસંગીત' નામ સૌથી વધારે યોગ્ય છે. એ 'સુગમ' તો નથી જ, એ વાત ચોક્કસ છે. પાંચ મિનિટમાં કાવ્યને ન્યાય આપીને આખું શબ્દચિત્ર રજૂ કરવું એ સુગમ તો નથી જ. સુગમ સંગીત નામ ઘણાં વર્ષોથી ચાલતું આવેલું છે અને આકાશવાણીએ એ નામ આપેલું. પણ એની પાછળ હેતુ કદાચ એ હોય કે શાસ્ત્રીય સંગીતની સરખામણીએ એ સુગમ છે. પણ કાવ્યસંગીત એ નામ મને સૌથી ઉચિત લાગે છે.

*પ્ર. : વિભાબેન, આમ જોવા જઈએ તો વૉઈસ ટેક્નિકની દૃષ્ટિએ કાવ્યસંગીતનું ગાયન અને શાસ્ત્રીય ગાયન એ બંને બહુ જુદી કળાઓ છે. છતાં કાવ્યસંગીતના સારા ગાયક બનવા માટે શું શાસ્ત્રીય સંગીતની પાયાની તાલીમ લેવી જરૂરી છે? આ પ્રશ્નની ચર્ચા વારંવાર ચર્ચાય છે, પણ મારે આપનું મંતવ્ય જાણવું છે.*

ઉ.: મારું ચોક્કસપણે માનવું છે કે

કાવ્યસંગીતના ગાયનમાં શાસ્ત્રીય સંગીતની તાલીમ જરૂરી જ છે. આ ગાયકીમાં એ તાલીમ ખૂબ જ ઉપકારક નીવડે છે. પણ સાથે સાથે એમ પણ માનું છું કે એનાથી ઊલટું હંમેશાં સાચું પણ નથી. એટલેકે શાસ્ત્રીય સંગીતની તાલીમ વિના પણ સારા અને સફળ ગાયક બની શકે છે. એવા ઘણા દાખલા જાણવા મળે છે કે શાસ્ત્રીય સંગીતના સા-રે-ગ-મ ન શીખ્યા હોય એવા ગાયકો પણ કાવ્યસંગીતમાં ખૂબ જ સફળ થયા છે, કારણકે એમને ઈશ્વરની દેણ છે, એમની પાસે અવાજ છે અને એમણે એક ચોક્કસ દિશામાં મહેનત કરી છે. મારો જ દાખલો લો ને. હું એટલું બધું સાતત્યપૂર્વક શાસ્ત્રીય સંગીત શીખી નથી. હા, હું ટુકડે ટુકડે ક્યાંક ક્યાંક શીખી છું, પણ એના પર મારું એટલું ફોકસ નહોતું. એટલે મારું કહેવાનું એવું નથી કે શીખ્યા વિના સફળ ગાયક છું. ઘણીવાર કલાકારની જિંદગીમાં સંજોગો એવા હોય છે કે એ શીખી ન શકે. પણ આજના સ્પર્ધાત્મક જમાનામાં તાલીમ લેવી જરૂરી તો છે જ.

*પ્ર.: આપની અંગત વાત કરીએ તો, જો રાસભાઈનો સંગ ન થયો હોત તો આપ ગાયિકા બન્યાં હોત?*

ઉ.: રાસભાઈનો સંગ થયા પહેલાં પણ હું ગાતી તો હતી જ, આપણે આગળ વાત કરી તેમ. પણ સંગીતને સમજીને ગાતાં શીખી રાસભાઈની સંગત પછી જ. મારો ઈશ્વરદત્ત અવાજ મોટો, અને મને અવાજ ફેંકીને ગાવાની ટેવ. પણ જુદાંજુદાં ગીતોમાં અવાજને જુદીજુદી રીતે ઢાળવો કેવી રીતે, ગીતના શબ્દોને સમજીને સ્વરરચનાને કેવી રીતે ન્યાય આપવો આવી બધી નાની-મોટી સમજ તો મને રાસભાઈ પાસેથી જ મળી. એટલે આ વાતમાં મને કોઈ જો-તો નો અવકાશ નથી લાગતો, કે રાસભાઈનો સંગ ન થયો હોત તો હું ગાયક બનત કે નહીં. હું ગાયક તો હતી જ પણ એમના સંગથી હું સમજપૂર્વકની ગાયક બની.

*પ્ર.: આપે વોઈસ ટેક્નિકની વાત કરી તો સાથે એ પણ પૂછી લઉં કે આપણી પાસે એવાં ઘણાં યુગલગાયકો છે, ક્યાંતો એ પતિ-પત્ની હોય કે પછી સાથે ગાતાં હોય. આપ બંનેએ પણ દાયકાઓ સુધી આ રીતે યુગલગાન કર્યું. યુગલગાન અને સ્વતંત્ર ગાન અથવા એકલગાન, એમાં શું ફરક હોય? સામાન્ય રીતે પુરુષનો સ્વર ઊંચો હોય છે, મહિલા ગાયિકાઓનો સ્વર નીચો હોય છે. આપણે 'જેન્ડર રોલ'ની વાત ન કરીએ, પણ યુગલગાનમાં સ્ત્રી-પુરુષના સ્વરોનો મેળ કેવી રીતે થાય અથવા આપ બંને એ કઈ રીતે કરતાં?*

ઉ.: બરાબર છે. ખરેખર તો આ પ્રકારની ગાયનની ટેક્નિકમાં થોડોથોડો જ ફેર છે. સોલો ગાયનમાં તો ફક્ત એક જ અવાજે માઈક સાથે મેળ કરવાનો હોય અને એ તો અનુભવે આવી જ જાય છે. પણ યુગલગાનમાં ખાસ ધ્યાન રાખવું પડે છે કારણકે બંનેએ સાથે અને

એકલાં પણ ગાવાનું આવે છે. એટલે જે ભાગ તમારે સાથીકલાકાર સાથે ગાવાનો હોય એમાં બેમાંથી કોઈપણ ગાયકનું ગાન બીજાના અવાજને ઢાંકી ન દે એનો ખાસ ખ્યાલ રાખવાનો હોય છે. સ્વરરચનાની ખૂબીઓ સચવાય એ રીતે બંને ગાયકોએ પોતાના ગાયનને સિન્ક્રોનાઈઝ કરવું પડે. અને તમે સ્ત્રી-પુરુષના સ્વરની વાત કરી. તો હું બહુ ભાગ્યશાળી હતી કે રાસભાઈનો સ્વર મન્દ્ર હતો એટલે મારો અને એમનો સ્વર એક જ હતો. સામાન્ય રીતે ભાઈઓના સૂર થોડા ઊંચા હોય અને બહેનોના થોડા નીચા હોય, એટલે ઘણીવાર એવું થાય છે કે સાથે ગાતાં યુગલોમાં બહેનનો અવાજ જલદી ખરાબ અથવા ખલાસ થઈ જતો હોય છે. કારણકે એમણે ભાઈના ઊંચા સૂરે જ ગાવું પડે છે, એમાં કોઈ સમજૂતી નહીં, એવા દાખલા મેં જોયેલા છે. વૃંદગાનમાં વધુ કાળજી લેવી પડે કારણકે એમાં ઘણા અવાજોનો સમૂહ હોય છે. એટલે એમાં જુદાજુદા પ્રકારના અવાજોનું સંયોજન એ બહુ મહત્ત્વનું પાસું બને છે. સાંભળનારને બધા અવાજોનો સરવાળો સંભળાતો હોય એવી અસર થવી જોઈએ. પોતાનો અવાજ બીજા ગાયકો સાથે સંમિલિત કરવાની કાળજી દરેક ગાયકે રાખવી જ પડે. પોતાના અવાજની ખૂબીઓ દેખાડવાની કે શ્રોતાઓને એ ખૂબીઓ સંભળાવવાની ઇચ્છાને દાબી રાખવી પડે, અને તો જ વૃંદગાનની એકસૂત્રતાની અસર શ્રોતાઓ પર પડે.

*પ્ર.: આટલાં વર્ષોની ગાયનની યાત્રામાં કંઈ બાકી રહ્યું હોય એવું લાગે છે? કોઈ અફસોસ છે?*

ઉ.: અત્યાર સુધી જે પણ થઈ શક્યું છે એનો ખૂબ જ સંતોષ અને આનંદ છે. કેટલીક વખત એવું પણ લાગે છે કે મારી લાયકાત કરતાં પણ મને વધારે મળ્યું છે. અને એ એક સાત્ત્વિક અસંતોષ છે જે દરેક કલાકારની જિંદગીમાં જરૂરી છે. પોતાના અહંને નાથવા માટે પણ આવો ભાવ અપ્રયત્ને આવે એ ખૂબ ઇચ્છનીય છે.

*પ્ર.: કાવ્યસંગીતની આજ અને આવતી કાલ વિષે આપના વિચાર જાણવા છે. ભાષાને ઘસારો પહોંચ્યો છે, ફિલ્મી સંગીતનો પ્રભાવ પણ ખૂબ પ્રબળ બન્યો છે.*

કાવ્યસંગીતની આજ અને આવતીકાલ વિષે હું ખૂબ જ આશાવાદી છું. હા, તમારી વાત સાચી છે કે અત્યારની પેઢીને ગુજરાતીનો સંગ ઓછો છે. પણ આજનો ગુજરાતી કાવ્યસંગીતનો કલાકાર કદાચ અમારા કરતાં વધુ જાગૃત અને સજ્જ છે. એનું એક કારણ એ પણ હોઈ શકે કે ઘણા કલાકારોએ કલાને પોતાની આજીવિકાનું સાધન બનાવ્યું છે. અને ઘણા બધા કલાકારોનું ઘણું બધું કામ વ્યાવસાયિક ધોરણે થાય છે. એટલે જાણે-અજાણે પણ હરીફાઈનું તત્ત્વ આવી જાય. બીજું કે પહેલાં કરતાં શ્રોતાઓ પણ વધુ સાંભળતા થયા છે. એટલે એમની માગને સંતોષવા

માટે પણ સજ્જ રહેવું જ પડે. પણ દરેક નિયમમાં અપવાદ હોય છે તેમ કેટલાક કલાકારો સંગીતની ગુણવત્તામાં બાંધછોડ કર્યા વિના નિજાનંદે પણ ગાતા હોય છે. જે વ્યવસાય માટે ગાતા હોય એમણે તો મંચ પર થોડી યુક્તિ પણ કરવી પડતી હોય છે. હમણાં એવા કેટલાક કાર્યક્રમ થાય છે જેમાં સ્ટેજ પર ગીત ગવાતું હોય એને અનુરૂપ વિડિયો પણ બતાવતા હોય. એટલે એમાં થોડું આપણું ધ્યાન જતું હોય છે. પણ હું આશાવાદી કેમ છું? કારણકે કલાકારો પોતાનો રસ્તો શોધી લે છે, એટલે આ વિડિયો આવે એટલે ભાષાના પ્રશ્નો પણ નથી નડતા અથવા ઓછા નડે છે. અને હું જોઉં છું કે અવનવા પ્રકારે પ્રોગ્રામ થાય એમાં ઘણા યુવાઓ પણ ભાગ લે છે, સાંભળવા જાય છે. સાઉન્ડ ટેક્નોલોજીના વધુ પડતા ઉપયોગને કારણે કલાકારો વધારે પડતા રીવર્બનો ઉપયોગ કરતા થયા છે. ક્યારેક એને કારણે એમના અવાજની ખૂબીઓ તો બહાર આવતી જ નથી અને વધુ પડતાં વાદ્યોને કારણે સંગીત ઘોંઘાટની કક્ષાએ પહોંચી જાય છે.

*પ્ર.: આજનાં યુવા ગાયકો અને ગાયિકાઓને આપનો શું સંદેશ છે, વિભાબેન?*

ઉ.: ખબર નથી કે યુવાઓને સંદેશો આપવાની મારી કેટલી લાયકાત છે. પણ મારી ઉંમર પ્રમાણેની પ્રૌઢતાને ધ્યાનમાં રાખીને એક-બે સૂચન કરું. પહેલું તો, મહેનતનો કોઈ પર્યાય નથી. એટલે સાચી દિશામાં અને યોગ્ય ગુરુ પાસે તાલીમ લઈને મહેનત તો કરવી જ પડે. બીજું, કાવ્યસંગીતમાં કાવ્ય અને સંગીતનું સરખું મહત્ત્વ છે. કાવ્યને સમજીને ગાયન થાય તો એનો ભાવ શ્રોતા સુધી પહોંચે. એટલે ગાયકે કવિતાની સમજ પણ કેળવવી પડે. બીજું કે શાસ્ત્રીય સંગીતની તાલીમ કાવ્યસંગીતના ગાયક માટે જરૂરી છે, પણ શાસ્ત્રીય સંગીતનો કાવ્યસંગીતમાં વિવેકપૂર્ણ ઉપયોગ થાય એ જોવાની જવાબદારી પણ ગાયકની જ છે. વધુ સમજાવું તો -ગીતને શાસ્ત્રીય આલાપ-તાનથી સજાવવા જતાં એ ગીતના હાર્દને ક્ષતિ ન પહોંચે એ સંભાળ લેવી ખૂબ જ જરૂરી છે. અને ચોથું પણ સૌથી મહત્ત્વનું સૂચન એ કે કલાકારે દરેક પ્રકારનું સારું સંગીત સાંભળવાની ટેવ કેળવવી જોઈએ. અલગ અલગ પ્રકારનું સંગીત સાંભળવાથી કલાકારની સમજણનો વ્યાપ વધે છે અને પોતાના ગાયન / સ્વરાંકનમાં જાણે અજાણે તેનો લાભ મળે જ છે.

*પ્ર.: વિભાબેન, જીવનમાં અને ગાયનમાં આપના આદર્શો કોણ?*

ઉ.: આ પ્રશ્નનો જવાબ ખૂબ ટૂંકો છે- જીવનમાં અને સંગીતમાં મારા આદર્શ રાસભાઈ જ હતા. નાની ઉંમરે એમનો સંગ થયો એટલે એમના રંગથી જ હું રંગાઈ. અને એ રંગ એટલો પાકો છે કે એના પર પછી બીજો કોઈ રંગ ચડવાની શક્યતા જ નહોતી.



# તમારી દૃષ્ટિએ

મે અંકમાં શિવકુમાર પૂંજાણી વિષેના લેખમાં, પાનું ૭૩, કહેવાયું છે - ૧૯૪૮માં મ. ગાંધીજીના ભત્રીજા પુરુષોત્તમ...

* તેઓ ગાંધીજીના ભત્રીજા નહીં, પિત્રાઈ ભાઈ ખુશાલદાસના દીકરા નારણદાસના દીકરા હતા.

* સંગીત પરિષદ ૧૯૪૮માં નહીં, ૪૬ (કે ૪૭) માં રાષ્ટ્રીય શાળા, રાજકોટના ચોગાનમાં યોજાઈ હતી.

આ જાતમાહિતી છે.

હું (ઉ. ૧૦) અને મોટી બહેન (૧૫) પુરુષોત્તમ ગાંધી પાસે સંગીત શીખતાં હતાં.

**મુંબઈ — નિરંજન મહેતા**

* * *

જુલાઈ ૨૦૨૧ અંકમાં શ્રી મુનિ દવે લિખિત નાટ્યજગતના મહારથી શ્રી ભરત દવે વિશેનો વિસ્તૃત પરિચય લેખ વાંચ્યો. કુશળ અભિનેતા અને નિષ્ઠાવાન દિગ્દર્શક શ્રી ભરતભાઈની અણધારી વિદાયની રંગભૂમિ ક્ષેત્રે હતાશાની લાગણી થઈ છે. વિશ્વકોશ સંસ્થા દ્વારા જ્યારે તેઓને ‘સવ્યસાચી એવોર્ડ’ એનાયત કરવામાં આવ્યો તે સમયે હું હાજર હતો. તે કાર્યક્રમમાં તેમણે કહ્યું હતું કે સાહિત્યના અન્ય ક્ષેત્રોની સરખામણીમાં નાટ્ય ક્ષેત્ર પ્રત્યે નહિવત્ ધ્યાન રાખવામાં આવે છે. ભાવભીની શ્રદ્ધાંજલિ. આ અંકમા શ્રી માવજી મહેશ્વરી લિખિત વાર્તા ‘દરિયો કિલ્લો અને સ્ત્રી’ એક ભાવવાહી અને રસપ્રદ કૃતિ છે. લેખકશ્રીને ખૂબ ખૂબ અભિનંદન.

ઓગસ્ટ ૨૦૨૧ અંકમાં બકુલ ટેલરનો વિખ્યાત અભિનેતા દિલીપકુમાર વિશેનો રસપ્રદ લેખ વાંચીને આનંદની લાગણી થઈ છે. આ અંકમાં શ્રી કીર્તિ ખત્રી લિખિત ઉદ્યોગપતિ કાંતિસેન શ્રોફ

વિશેનો પરિચય લેખ ગમ્યો. કચ્છમાં ગ્રામ વિકાસના કાર્યમાં તેમની સેવાકાર્ય પ્રવૃત્તિ અણમોલ કહી શકાય. કચ્છના નવસર્જન માટે તેમની ધગશ સૌને માટે અતિ પ્રેરણાદાયી રહેશે. શ્રી કાંતિસેન શ્રોફને શત શત વંદન.

**અમદાવાદ - આઈ. બી. પરમાર**

* * *

ઓગસ્ટ ૨૦૨૧ના અંકની સૌથી દુ:ખદાયક બાબત છે 'કેમ સખી ચીંધવો પવનને'ની સમાપ્તિ. આ શ્રેણીનો હપ્તો વાંચવાની હું આતુરતાથી રાહ જોતો. આ લાગણી મારા જેવા હજારો વાચકોની હશે.

'પદમપુરી' લેખમાં 'બાબાની બાટી'નું વર્ણન વાંચતાં જ પદમબોરી પહોંચી બાટીનો સ્વાદ લેવાની ઇચ્છા જાગે છે. લેખક લખે છે 'જાડી બાટીનો ટૂકડો અને થોડી ચટણી, એની મીઠાશનું વર્ણન કરવાની શક્તિ માનવીની લેખિનીમાં નથી.' ખરેખર આવું હશે? દિલીપકુમાર અંગેના લેખમાં, દિલીપકુમારે બોલેલા ચોટદાર સંવાદો રજૂ કરીને, લેખક 'મુગલ-એ-આઝમ' અને 'દેવદાસ'ને વાચકો સમક્ષ હૂબહૂ રજૂ કરે છે. પ્રવીણસિંહનાં 'ભાવનગરનાં સંસ્મરણો'માં મહારાજા અને મહારાણીની મુલાકાતનું વર્ણન એટલું આબેહૂબ છે, જાણે આપણે ત્યાં હાજરી રહી માણતા હોઈએ. અને પછી 'પત્તાંની ભેટ' તો વિરલ છે.

**અમદાવાદ - તુષાર દેસાઈ**

* * *

'નવનીત સમર્પણ'નો એક હાથમાં આવે કે પ્રથમ હું 'અનહદ બાની', 'શબ્દમૂળની શોધ' તથા 'અક્ષરની ઓળખાણ' વાંચું છું. સુભાષ ભટ્ટ અને હેમન્ત દવે હંમેશાં નવો પ્રકાશ આપતા રહ્યા છે. અસ્મિતા યાજ્ઞિકમાં દૂરના-નજીકના અથવા 'મામકા-પાંડવા' અનુભવાય છે. આ વખતે ઓગસ્ટ-2021 'નક્તમાલ' સામાન્ય નિબંધો છે, પણ અતિ મૂલ્યાંકન કરીને વિદ્વત્તા-રસવત્તાની ઉચ્ચ કક્ષા હાંસલ કરતા કહ્યા- બેલેન્સ રહેતું નથી – એટલું

## શિશુમુખેથી



સાડા પાંચ વર્ષ ની રુહીએ દાદાને કહ્યું :

"મમ્મીને તો બહુ મન હતું મારી આંખોમાં કાજળ આંજવાનું પણ મેં ના જ પાડી; કેમ કે રડવું આવે ત્યારે આરામથી રડી શકાય ને!"

**- હિના જોષી**

જ. હા, નિયમિત પુસ્તક પરિચય ગમે છે.
**પોરબંદર - નરોત્તમ પલાણ**

* * *

નવનીત સમર્પણ જુલાઈ ૨૧નો અંક મળ્યો. અંક મળે કે તુરંત જ વાંચન શરૂ થઈ જાય. એકી બેઠકે તેના ત્રણ કારણ છે-

નવનીત-સમર્પણ આજ પર્યંત તેની સાહિત્યગરિમા અકબંધ જાળવી રાખી છે. શિષ્ટ સાહિત્ય લુપ્ત થવાને આરે છે છતાં નવનીત-સમર્પણ હજુ અગ્રસ્થાને જ રહ્યું છે. બીજું કારણ તેની નિયમિતતા. મહિનાના પ્રથમ ત્રણ-ચાર દિવસમાં અંક પોસ્ટ દ્વારા મળે જ. અચૂકપણે.

ત્રીજું કારણ એ કે મારા જેવાનો આ અંક સાથે લગાવ રહ્યો છે અને વાંચનશોખ જળવાઈ રહ્યો છે. સમગ્ર વાંચનસામગ્રી આકર્ષક છતાં કેટલાક મનભાવન પ્રતિભાવો આ પ્રમાણે છે.

'મરણનાં ભજન' મોના જોશી લિખિત વાર્તા આજના યુગલોને પ્રેરણા આપવા માટે પર્યાપ્ત છે. ધીરુબહેન પટેલની વાર્તા 'ખજાનો' કિન્નીનું બાલમાનસ સમજવા માટેનો સાચો ખજાનો આપણને મેળવી આપે છે. 'ખજાનાને કંઈ કચરો કહેવાય પપ્પા? કાશ! વૈશાખી જેવી મમ્મીઓ સમજી શકે તો!

'વળાંક' સ્વમાની-સ્વાભિમાની મેધાનું ચિત્રણ કરવામાં અને વાચકોના દિલ સુધી પહોંચવામાં સફળ રહી છે.

ડો. દ્વિતીયા શુક્લની વાર્તા 'હવે તો તને અડકી શકું ને... કે નહીં? ઈશાન્વી અને નીરવના ભૂતકાળનાં સ્મરણોને પોતાના હૃદયના છેક અંદરના એક ખૂણામાં અકબંધ સચવાયેલાં રાખેલાં - તેનો તાદૃશ હૃદયસ્પર્શી અહેસાસ કરાવી જાય છે.

સાંઈ મકરન્દ દવે અને કાવ્ય વિભાગ તો હોય જ - મનગમતાં. હરીશ મીનાશ્રુ સાથેનો વાર્તાલાપ પણ સુંદર રહ્યો.

આભાર અને આનંદની લાગણી સાથે-
**જામનગર - કૃષ્ણાબહેન અનડકટ**

* * *

જુલાઈ ૨૦૨૧ના અંકમાં નાટ્યકાર શ્રી ભરત દવે અંગેનો મુનિ દવેનો લેખ અદ્ભુત છે. તેમણે બહુ સવિસ્તાર રીતે ભરતભાઈના નાટ્યકર્મનાં વિવિધ પાસાં આલેખ્યાં છે. અંકમાં છપાયેલો 'અંતિમ અધ્યાય' નાટકનો ફોટોગ્રાફ ભાગ્યે જ ક્યાંક જોવા મળે! રેર કલેક્શન! 'માનવીની ભવાઈ' નાટક માટે તેમણે લેખકના ગામ જઈને ત્યાંના ઘર, પોષાકો, ગીતો, વાસણોનો ખાસ અભ્યાસ કરેલો એ વાંચીને આદરભાવથી મસ્તક ઝૂકી જાય છે. વનરાજ ભાટિયાના નિધન બાદ અમૃત ગંગર લીધેલ ગુલામમોહમ્મદ શેખની મુલાકાતમાં વનરાજ ભાટિયા અંગે અજાણ્યું એવું ઘણું જાણવાનું મળે છે. ટી.વી. સિરિયલો અને ટી.વી. જાહેરાતોમાં તેમનું સંગીત ખૂબ જ વખણાયું હતું. ચોરાણું વર્ષ પણ તેમણે શેખ-સાહેબના ગુજરાતી કાવ્યોને સ્વરબદ્ધ કરી પોતાની સક્રિયતાનો પરિચય આપ્યો હતો.
**અમદાવાદ - રેણુકા દેસાઈ**



# ભવન્સ - વૃત્ત

## મુંબઈ કેંદ્ર : અગ્રેસર સ્કૂલ

ભવન્સની SPJIMRને સામાજિક પ્રભાવ અને ટકાઉપણાની ઉપલબ્ધી માટે પાયોનરિંગ સ્કૂલ તરીકેની સર્વોચ્ચ લેવલ-પની માન્યતા પ્રાપ્ત થઈ છે. આની વિજ્ઞપ્તિ સંયુક્ત રાષ્ટ્રની PRME ગ્લોબલ ફોરમ દ્વારા ૧૭ જૂન, ૨૦૨૧ના રોજ થઈ હતી, જે ૨૦૨૧ના પોઝિટિવ ઇમ્પેક્ટ રેટિંગ (PIR)માં પ્રગટ થઈ હતી. PIRનું નેતૃત્વ વિદ્યાર્થીઓ દ્વારા કરવામાં આવે છે જેમાં સમાજ પર શિક્ષણસંસ્થાની હકારાત્મક અસરનું મૂલ્યાંકન કરી એની ગુણવત્તા નક્કી થાય છે.

SPJIMR ભારતની ત્રણ વ્યાપારલક્ષી શિક્ષણસંસ્થામાંથી આ ગુણાંક મેળવનાર એક છે. વળી એ FT રેંકિંગમાં પણ ટોચ પર બિરાજે છે. આના માપદંડ પ્રગતિશીલ શિક્ષણસંસ્થાઓ (સ્તર-૩), પરિવર્તનશીલ શિક્ષણસંસ્થાઓ (સ્તર-૪) અને અગ્રીમ શિક્ષણસંસ્થાઓ (સ્તર-૫) પ્રમાણે આગળ વધે છે. એના સર્વોચ્ચ સ્થાને પાયોનરિંગ સ્કૂલ આવે છે. આ સંસ્થાઓનો અભિગમ મૌલિક અને વૈશ્વિક નેતૃત્વમાં દરેક ક્ષેત્રે વિકાસલક્ષી હોય એ આવશ્યક છે.

મૌલિક સમાજલક્ષી કાર્ય, સામાજિક જવાબદારી અને પર્યાવરણીય નિસબતપૂર્ણ નેતૃત્વ તેમજ જવાબદાર નેતૃત્વ ઉપરના લક્ષ્યે SPJIMRને આ માન્યતા અપાવી છે. વિશ્વભરના ૨૧ દેશોમાંથી આ પ્રતિયોગિતામાં ૪૭ શાળાઓ શામેલ થઈ હતી. PIRના અહેવાલ પ્રમાણે સમાજમાં જલ, સ્વચ્છતા, સ્વાસ્થ્ય, પર્યાવરણ, પર્યાયલક્ષી ઊર્જા, આપત્તી- વ્યવસ્થાપન, ખોરાક, કૃષિ, સશક્તિકરણ, શિક્ષણ અને સામાજિક વ્યવસાયલક્ષિતાના સર્વેક્ષણ અંતર્ગત આ માન્યતા અપાઈ છે.

અહેવાલમાં અભાવગ્રસ્ત વિદ્યાર્થીઓને ‘એહસાસ’ નામના સામાજિક ક્ષેત્રના મંચ દ્વારા સહભાગી ઉમેદવાર વાલીપણું પ્રદાન કરે અને એના અભ્યાસ તેમજ સર્વાંગી વિકાસમાં યોગદાન આપે એવા ‘અભ્યુદય’ પ્રકલ્પનો પણ ઉલ્લેખ થયો છે. અન્ય એક પહેલ ‘આસરા’ દ્વારા દિવ્યાંગ વિદ્યાર્થીઓના ઉત્પાદનનું વેચાણ થાય છે તેમજ તેમને ખેલકૂદ અને સાંસ્કૃતિક કાર્યક્રમો માટે પ્રોત્સાહિત કરાય છે.

## પંચકુલા કેંદ્ર : ગ્લોબલ પ્રિંસિપાલ એવોર્ડ




AKS એજ્યુકેશન એવોર્ડ દ્વારા અપાતો ગ્લોબલ પ્રિંસિપાલ એવોર્ડ ૨૦૨૦ ભવન વિદ્યાલયનાં આચાર્યા શ્રીમતી ગુલશન કૌરને એનાયત થયો છે. અન્ય ૩૧ દેશોના વિજેતાઓ સાથે ૨૧ જૂન ૨૦૨૧ના રોજ આ એવોર્ડ એમને ઓનલાઈન આપવામાં આવ્યો. આ એવોર્ડ એમના સર્જનાત્મક અને વિકાસશીલ અભિગમની પૂર્તિ કરે છે. એવોર્ડ સ્વીકારતાં એમણે કહ્યું કે બધો યશ પોતાનાં શિક્ષકો અને વિદ્યાર્થીઓને જાય છે.

---

## નીલગીરી કેંદ્ર : કુલપતિ મુનશી એવોર્ડ

ભારતીય વિદ્યાભવનના નીલગીરી કેંદ્ર દ્વારા ૨૦૨૧ની સાલનો કુલપતિ મુનશી એવોર્ડ શ્રી સુઝાન ડેનિયલને એનાયત થયો. આ એવોર્ડ સમાજના નબળા વર્ગ માટેના એમના સેવાકાર્ય તેમજ સાહિત્યિક પ્રદાન બદલ આપવામાં આવ્યો છે. કેંદ્રના અધ્યક્ષ ડો. એમ. આર. શ્રીનિવાસનના હસ્તે તા. ૧૦ માર્ચ ૨૦૨૧ના રોજ એનાયત થયો.




શ્રી સુઝાન ઊટીમાં રહે છે અને પોતે લેખિકા, પુરસ્કૃત અનુવાદક, શિક્ષણવિદ અને સમાજસેવી છે. એમણે સાહિત્ય અકાદમી પુરસ્કૃત, જાણીતા લેખક દેવાનુરુ મહાદેવાની કન્નડ નવલકથા 'કુસુમાબાલે'નો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે જેને ૨૦૧૯માં અનુવાદ માટે પુરસ્કૃત કરવામાં આવ્યો છે.

## પર્યાવરણ દિન



ભવન્સ મુનશી વિદ્યાશ્રમ, થિરુવમકુલમે ૫ જૂન, ૨૦૨૧ના રોજ ઓનલાઈન પર્યાવરણ દિનની ઉજવણી કરી. કાર્યક્રમની શરૂઆત પ્રખર પર્યાવરણવાદી શ્રી સુંદરલાલ બહુગુણાને અંજલિ આપીને થઈ. વિદ્યાર્થીઓ પોતાના પરિસરમાં વૃક્ષારોપણ કરી એમાં સહભાગી થયા. બારમા ધોરણની વિદ્યાર્થિનીઓએ પર્યાવરણના વિષય ઉપર એક સુંદર નૃત્યનું આયોજન કર્યું. આઠમા ધોરણની નિવેદિતાએ બાગકામના પોતાના સારા માઠા અનુભવો રજૂ કર્યા.

## કોલકાતા કેંદ્ર

તા. ૨૧ જૂન, ૨૦૨૧ના યોગદિન નિમિત્તે આયોજિત આંતર શાળા યોગ પ્રતિયોગિતામાં ભવનની ગંગાબક્ષ કનોરિયા વિદ્યામંદિરે ભાગ લીધો હતો. આ ઓનલાઈન પ્રતિયોગિતામાં કોલકાતાની લગભગ ૧૩ શાળાઓ સહભાગી થઈ હતી.

પ્રતિયોગિતાના નિર્ણાયક તરીકે પાથવે સ્કૂલ, નોઈડાના યોગ શિક્ષક શ્રી રાકેશ દત્ત, કલ્યાણી યુનિવર્સિટીના અંગ કસરતમાં ડોક્ટરેટ ડો. સેજલ કુમાર બિસ્વાસ, બંગાળ યોગ ચેંપિયન શ્રી અનુપકુમાર રોય, રાષ્ટ્રીય કક્ષાએ યોગ ચેંપિયન શ્રી સાગર ઘોષ, 'યોગાયન'ના આચાર્ય શ્રી સુદીપ્ત ભૌમિકે ભૂમિકા નિભાવી હતી. પ્રથમ કક્ષામાં શાળાના ધોરણ ૬-૭ના વિદ્યાર્થીઓએ દ્વિતીય સ્થાન મેળવ્યું.

દ્વિતીય કક્ષામાં ધોરણ ૮-૯ના વિદ્યાર્થીઓએ રિધમિક યોગમાં પ્રથમ સ્થાન મેળવ્યું.

તૃતીય કક્ષામાં ધોરણ ૧૦-૧૧ના વિદ્યાર્થીઓએ દ્વિતીય સ્થાન પ્રાપ્ત કર્યું.

સહભાગી વિદ્યાર્થીઓને અને વિજેતાઓને પ્રશસ્તિપત્ર આપવામાં આવ્યાં.

## કોચી કેંદ્ર : સંગીતદિનની ઉજવણી

સંગીતથી વધુ કોઈ જાદુ નથી. દર વર્ષે ૨૧ જૂનના રોજ એની વિશ્વભરમાં ઉત્સાહભેર ઉજવણી કરવામાં આવે છે. કેળવાયેલા અને શિખાઉ બન્ને સંગીતકારોને આ મંચ દ્વારા પ્રોત્સાહન મળે છે. આ વર્ષે ઈરૂરના ભવન્સ વિદ્યા મંદિરે આ ઉપલક્ષમાં સુંદર  આયોજન કર્યું. સાત યુવા ગાયકો અને પાંચ કિશોર વાદકોએ એક દિવસીય ઓનલાઈન કાર્યક્રમનું આયોજન કર્યું હતું.

## ભુવનેશ્વર કેંદ્ર : નવા અધ્યક્ષ

મેજર જનરલ બી. કે. મહાપાત્રાના તા. ૧૫ ફેબ્રુઆરી, ૨૦૨૧ના આકસ્મિક નિધન બાદ ભારતીય વિદ્યા ભવનના પ્રમુખ શ્રી સુરેન્દ્રલાલ મહેતાએ લેફ્ટનંટ જનરલ જે. કે. મોહંતીની ભુવનેશ્વરના ભારતીય વિદ્યા ભવનના અધ્યક્ષ સ્થાને સહર્ષ વરણી કરી છે. ૧ જુલાઈ, ૨૦૨૧થી એમનો કાર્યકાળ શરૂ થયો.

લેફ. જન. જે. કે. મોહંતી ભુવનેશ્વરની સૈનિક સ્કૂલના ફરજંદ છે. જૂન ૧૯૬૯માં તેઓ ડોગરા રેજિમેંટમાં અધિકારી નિમાયા. અનેક નિમણૂકો બાદ તેઓ સિમલાની સેના પ્રશિક્ષણ કમાંડમાં જનરલ ઓફિસર કમાંડિંગ ઈન ચિફ તરીકે નિમાયા. આ સંસ્થા સૈન્યની વિવિધ શાખાઓ વચ્ચે સાયુજ્ય સાધે છે અને એમને વ્યાવસાયિક તેમજ ટેક્નિકલ પ્રશિક્ષણ આપે છે. તેઓ હાલ ડોગરા રેજિમેંટના કોલોનલ છે.

સૈન્યમાં એમની વિશિષ્ટ કામગીરી અને સંનિષ્ઠ સેવા બદલ એમને અનેક મેડલ એનાયત થયાં છે. એમાં પરમ વિશિષ્ટ સેવા મેડલ, ઉત્તમ યુદ્ધ સેવા મેડલ, સેના મેડલ, વિશિષ્ટ સેવા મેડલનો સમાવેશ થાય છે.

એમના આગમનથી ભારતીય વિદ્યા ભવન, ભુવનેશ્વર કેંદ્ર વિશિષ્ટ ઊંચાઈ હાંસલ કરશે અને પ્રગતિના પંથે અગ્રેસર રહેશે એવી શુભેચ્છાઓ.

---

## મુંબઈ કેંદ્ર

ભવનના મુખ્યાલયમાં ૧૨ ઓગસ્ટના રોજ સત્યનારાયણની પૂજાનું આયોજન થયું હતું. ભવનના કર્મચારીઓ દ્વારા દર વર્ષે ભવન પરિવારના સભ્યોનું ભગવાનની કૃપાથી સુખ સ્વાસ્થ્ય જળવાઈ રહે એ હેતુથી આ પૂજાનું આયોજન થાય છે.



ભવનના સ્નાતકોત્તર અને સંશોધન વિભાગના અતિરિક્ત નિદેશક ડો. ગિરિશ જાની અને એમના અર્ધાંગિની શ્રીમતી કલ્પના જાનીના શુભ હસ્તે પૂજાવિધિ થયો. સત્યનારાયણની કથા તેમજ પૂજાવિધિનો મંત્રપાઠ શ્રી અશોક દ્વિવેદી દ્વારા કરવામાં આવ્યો.

આ નિમિત્તે સમસ્ત ભવન પરિવારે ભગવાન સત્યનારાયણને પુષ્પ અર્પણ કરી શ્રદ્ધાદીપ પ્રજ્વલિત કર્યો.

## આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટ:** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવે:** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**મનોહર ત્રિવેદી:** પ્રણવ, સૂર્યનગર, ઢસા જંક્શન, જિ. બોટાદ 364 740. મો. 93277 39068

**કાજલ કાંજિયા:** 102, સહારા એપાર્ટમેન્ટ, અમરદીપ સોસાયટી, વિજલપોર, નવસારી.

**આશ્લેષ ત્રિવેદી:** A-૫૦૧, અક્ષર પ્રથમ, સિલ્વર સ્ટાર કોમ્પ્લેક્ષ પાસે, ગોતા રોડ, ચાંદલોડિયા, અમદાવાદ, પીન. ૩૮૨૪૮૧.

**વિવેક કાણે 'સહજ':** એ-15, સહયોગ સોસાયટી, ગોરવા રોડ, વડોદરા 390016, ગુજરાત.

**વસંત જોષી:** બી-૭૫, આલાપ સેન્ચુરી, પુષ્કરધામ પાસે, કાલાવાડ રોડ, રાજકોટ-૩૬૦ ૦૦૫.

**ભાવેશ ભટ્ટ:** એચ-503, સ્વામિનારાયણ કેસલ-1, અર્જુન-આશ્રમની પાસે, ગ્રીનસિટી રોડ, નિર્ણયનગર, અમદાવાદ-382481

**દીપક મહિડા:** 43, જુના બસસ્ટેન્ડ સામે, મું. વડિયા, તા. પાલિતાણા, જી. ભાવનગર, પીન. 364270 મો. 8866836902

**કિરણ વી. મહેતા:** સરસ્વતી કૃપા, ભાગ્યોદય સોસાયટી, માનસરોવર રોડ, પાલનપુર-385001.

**ભરત ભટ્ટ:** કશ્મિર પ્લોટમાં, તા.સિહોર, જિ.ભાવનગર, મુ.પો.ટાણા -364 260. મો. 9725579957

**ગિરીશ ભટ્ટ:** પ્રશાંતિ નિલયમ, માધવનગર, સુરેન્દ્રનગર, 363001

**વિભૂતિ પટેલ:** 310-પ્રભુદર્શન, 31-સ્વાતંત્ર સૈનિક નગર, આંબોલી, અંધેરી (પશ્ચિમ), મુંબઈ-400 058.

**રમણ સોની:** 18, હેમદીપ સોસાયટી, દીવાળીપુરા, જૂનો પાદરા માર્ગ, વડોદરા-390 007.

**આરાધના ભટ્ટ:** aradhanabhatt@yahoo.com.au

**હોમી દસ્તુર:** 23631261, 23634462

**અજય સોની:** પ્લોટ નંબર-૯૯/એ, રામનગર-૧, અંજાર-કચ્છ, પીનકોડ-૩૭૦૧૧૦.

**ડૉ. પંકજ જોશી:** ઉપકુલપતિ, ચારુસત યુનિવર્સિટી, નડિયાદ પેટલાદ હાઈવે, ચાંગા, આણંદ-388 421

**હરીશ ખત્રી:** ૩૦૩, પદ્માવતી ડુપ્લેક્સ, સુંદરવન સોસાયટી, વાસણા, અમદાવાદ - ૩૮૦ ૦૦૭.

**પ્રવીણસિંહ ચાવડા:** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015

**એકતા નીરવ દોશી:** ઈ-303, વ્રજ વિહાર 6, વ્રજ ધામ હવેલીની બાજુમાં, રત્નાકર 4ની સામે, પ્રેરણા તીર્થ દેરાસર રોડ, સેટેલાઈટ, અમદાવાદ-380015.

**પ્રા. જે. આર. વઘાશિયા:** એ-૯૦૧, પ્રથમ ગણેશા, પ્રથમ સર્કલ, ગ્રીન સિટી રોડ, પાલ, સૂરત-૩૯૫૦૦૯.

**મનસુખ સલ્લા:** સી/403, સુરેલ એપાર્ટમેન્ટ, દેવાશિષ સ્કૂલ સામે, જજીસ બંગલા વિસ્તાર, અમદાવાદ-380 015. મો. 98240 42453

**અમી ભાયાણી:** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026

**કીર્તિકાન્ત પુરોહિત:** 22, નંદીગ્રામ સોસાયટી નં. 1, સિંધવાઈ માતા રોડ, વડોદરા-390 004.

**અવિનાશ પારેખ:** સિદ્ધાર્થ, ખંડેલવાલ સોસાયટી, શંકરલેન, કાંદિવલી (વેસ્ટ), મુંબઈ-67

**મોના જોષી:** 591/2, સેક્ટર 30, ગાંધીનગર. મો. 7779015553

**ડૉ. નાનક ભટ્ટ:** શિશુવિહાર, ક્રિષ્ણાનગર, ભાવનગર-364 001. મો. 9898463489

**શરીફા વીજળીવાળા:** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009



# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

મગન : બાપા, તમે ના કેતા'તા ને? જો હું ૧૦મી પાસ થઈ ગયો. હવે હું ડૉક્ટર થઈશ.

બાપાએ એક ઝાપટ મારીને ત્રાડ નાખી : અલ્યા ડફોળ, આ તું દસમું પાસ કોરોનાને કારણે થયો... આવ્યો મોટો ડૉક્ટર થવાવાળો!



શિક્ષકે પાટિયા પર લખ્યું Germany અને પછી વિદ્યાર્થીઓને વાંચવા કહ્યું. બાવકુબાપુ ઊભા થયા ને જોરથી વાંચ્યું : ગેરમાન્ય.

શિક્ષકે ત્રાડ પાડી : અલ્યા તમને દસમાના બૉર્ડમાં પાસ કોણે કર્યા?

વિદ્યાર્થી : કોરોનાએ સાયબ



હમણાં એક સરકારી કચેરીએ જવાનું થયું. દીવાલ પર એક બોર્ડ મારેલું : અંગૂઠો માર્યા પછી શાહી ભીંતે લૂછવી નહીં.

મને નીચે લખવાનું મન થઈ ગયું,'આ લખેલું વાંચતા આવડતું હોય ઈ અંગૂઠો મારે ખરા?'



શિક્ષકે પૂછ્યું : એવી કઈ જગ્યા છે દુનિયામાં જ્યાં ઘણા લોકો હાજર હોવા છતાં એકલવાયું લાગે?

બધા વિદ્યાર્થી એકસાથે : સાહેબ, પરીક્ષાખંડ.



# હાસ્યેન સમાપયેત




મેરેજ બ્યુરોવાળાં બેને લગ્નોત્સુક મુરતિયાનો ફોટો બતાવતાં કહ્યું: ''આ છોકરો દેખાવે શ્યામ છે પણ કમાય છે સારું.''

છોકરી: ''એમાં બીજા કલર બતાવોને.''



ડોક્ટર: ''ઘરની આસપાસ લોન ઉપર ચાલવાનું રાખો તો તબિયત સારી રહેશે.''

દર્દી: ''સાહેબ તમને સાચું કહું, મારું આખું ઘર લોન ઉપર જ ચાલે છે.''



પપ્પુ: ''પપ્પા, મને બુલેટ અપાવી દોને.''

પપ્પા: ''આ બાજુવાળાની દીકરી જો, દરરોજ બસમાં જાય છે.''

પપ્પુ મનમાં: ''એ જ જોવાતું નથી.''



આવતી પેઢીનો યુવા માને કહેશે: ''તેં મારા માટે શું કર્યું છે?''

મા: ''તને તો કોઈ કદર જ નથી, તને મોટો કરવા માટે હું કલાકો સુધી ઓફ-લાઈન રહી છું.''



પત્ની: ''આ શર્ટ તમારા ઉપર સારો લાગે છે.''

પતિ: ''ગમે તેટલા ખોટા વખાણ કર પણ નવી સાડી નહીં મળે.''

પત્ની: ''શર્ટના વખાણ કર્યા છે, સ્વભાવના નહીં.''



Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika
Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.